# સૂરઃ હૂદ

**ઊતરાણકાળ:-**

આ સૂરઃ ના વિષય ઉપર વિચાર કરવાથી એવું જણાય છે કે આ એ જ જમાનામાં ઊતરી હશે જેમાં સૂરઃ યૂનુસ ઊતરી હતી. શકય છે કે આ તેની સાથે સાથે તરત પછી જ ઊતરી હોય, કેમ કે પ્રવચનનો વિષયવસ્તુ એ જ છે, જો કે ચેતવણીની શૈલી તેના કરતાં વધારે કડક છે.

હદીસમાં છે આવે કે હઝરત અબૂબક્ર રદિ. એ નબી સ.અ.વ.ને કહયું ''હું જોઉં છું કે આપ ઘરડા થતાં જાઓ છો, આનું કારણ શું છે?'' જવાબમાં નબી સ.અ.વ. એ કહયું, شَيَّبَتْنِي هُودٌ وَأَخَوَاتُهَا ''મને સૂરઃ હૂદ અને તેના જેવા વિષયોવાળી સૂરઃઓએ ઘરડો કરી દીધો છે.'' આના ઉપરથી ખ્યાલ આવે છે કે નબી સ.અ.વ. માટે એ સમયગાળો કેવો કઠણાઈભર્યો હશે કે જયારે એક તરફ કુરૈશના કાફિરો તેમના બધાં જ હથિયારો વડે આ સત્યના સંદેશને કચડી નાખવાનો પ્રયાસ કરી રહયા હતાં અને બીજી તરફ અલ્લાહતઆલા તરફથી ચેતવણી ઊપર ચેતવણી ઊતરી રહી હતી. આવા સંજોગોમાં આપને દરેક ક્ષણે એવો ડર કોરી ખાતો હશે કે કયાંક અલ્લાહની આપેલી મહેતલ પૂરી ન થઈ જાય અને એ અંતિમ ઘડી આવી ન જાય કે જયારે અલ્લાહતઆલા કોઈ કોમને આફતમાં ઝડપી લેવાનો ફેંસલો કરી નાખે છે. વાસ્તવમાં આ સૂરઃ ને વાંચતી વખતે એવું લાગે છે કે જાણે હમણાં જ મોટું પૂર આવવાનું છે અને એ ગફલતમાં પડેલી વસ્તીને, જે આ પૂરના સપાટામાં આવવાની છે, છેલ્લી ચેતવણી આપવામાં આવી રહી છે.

**વિષયવસ્તુ અને ચર્ચાઓ:-**

અમે હમણાં જણાવ્યું તેમ પ્રવચનનો વિષય એ જ છે જે સૂરઃ યૂનુસનો હતો. એટલે કે સંદેશ પહોંચાડવો, સમજાવટ અને ચેતવણી. પરંતુ ફરક આ છે કે સૂરઃ યૂનુસની સરખામણીમાં અહીં સંદેશ ટૂંકાણમાં છે, સમજાવટમાં દલીલ ઓછી તથા ઉપદેશ અને શિખામણ વધારે છે, અને ચેતવણી વિગતવાર અને જોરદાર છે.

સંદેશ આ છે કે પયગમ્બરની વાત માનો, શિર્કનો ત્યાગ કરો, બધાંની બંદગી છોડીને અલ્લાહના બંદા બનો તથા તમારા સાંસારિક જીવનની તમામ વ્યવસ્થા આખિરતમાં જવાબ આપવા ના અહેસાસ સાથે કાયમ કરો.

સમજાવટ આ છે કે દુનિયાના જીવનના બાહ્ય પાસા ઉપર વિશ્વાસ રાખીને જે કોમોએ અલ્લાહના પયગમ્બરોના સંદેશને ઠુકરાવી દીધો છે તે આની પહેલાં ખૂબ જ ખરાબ પરિણામો ભોગવી ચુકી છે, હવે શી જરૂર કે તમે પણ એ જ રસ્તે ચાલો જેને ઇતિહાસના સળંગ અનુભવો નિતાંત વિનાશનો માર્ગ પુરવાર કરી ચુકયાં છે.

ચેતવણી આ છે કે આફતના આવવામાં જે વિલંબ થઈ રહ્યો છે આ હકીકતમાં એક મહેતલ છે જે અલ્લાહ પોતાની કૃપાથી તમને આપી રહયો છે. આ મહેતલમાં જો તમે સુધર્યા નહીં તો એ આફત આવશે જે કોઈના ટાળ્યેથી ટળી શકશે નહીં અને ઈમાનવાળાઓના નાનકડા જૂથ સિવાય તમારી સમસ્ત કોમને પૃથ્વીના પટ ઉપરથી નષ્ટ કરી દેશે.

આ વિષયને વર્ણવવા માટે સીધું સંબોધન કરવાને બદલે નૂહ, આદ, સમૂદ, લૂત, મદયનવાળા, ફિરઔનની કોમોના કિસ્સાઓનો વધારે ઉપયોગ કરવામાં આવ્યો છે. આ કિસ્સાઓમાં વિશેષરૂપે જે વાતને સ્પષ્ટ કરવામાં આવી છે તે આ છે કે ખુદા જયારે ફેંસલો કરી દેવા માગે છે ત્યારે નિષ્પક્ષ રીતે કરી નાખે છે. તેમાં કોઈની પણ સાથે સહેજ પણ છૂટછાટનું વલણ અપનાવવામાં આવતું નથી. એ વખતે આ જોવામાં આવતું નથી કે કોણ કોનો પુત્ર અથવા કોનો સગો છે. કૃપા માત્ર તેના જ ભાગમાં આવે છે જે સીધા રસ્તે આવી ગયો હોય, નહીં તો ખુદાના પ્રકોપમાંથી ન તો કોઈ પયગમ્બરનો પુત્ર બચે છે ન તો પયગમ્બરની પત્ની. એટલું જ નહીં બલકે જયારે ઈમાન અને કુફ્રનો નિષ્પક્ષ ફેંસલો થઈ રહયો હોય છે ત્યારે દીનનો સ્વભાવ આ ઇચ્છે છે કે મોમિન પોતે પણ પિતા અને પુત્ર તેમજ પતિ અને પત્નીના સંબંધોને ભૂલી જાય અને ખુદાની ન્યાયની તલવારની જેમ તદ્દન નિષ્પક્ષ બનીને એકમાત્ર સત્યના સંબંધ સિવાય બાકીના બીજા સંબંધોને કાપીને ફેંકી દે. આવા પ્રસંગે લોહી તથા વંશની સગાઈઓનું લેશમાત્ર પણ ખ્યાલ કરવો ઇસ્લામના હાર્દની વિરૂદ્ધ છે. આ જ એ શિક્ષણ હતું જેનું સંપૂર્ણ પ્રદર્શન ત્રણ-ચાર વર્ષ પછી મકકાના મુહાજિર મુસલમાનોએ બદ્ર મુકામે કરી બતાવ્યું.



| رُكُوْعَاتُهَا ١٠ | سُوْرَةُ هُوْدٍ مَكِّيَّةٌ | اٰيَاتُهَا ١٢٣ |
|---|---|---|
| રુકૂઅ : ૧૦ | સૂરઃ હૂદ મક્કી | આયત : ૧૨૩ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓرٰ ۟ كِتٰبٌ اُحْكِمَتْ اٰيٰتُهٗ ثُمَّ فُصِّلَتْ مِنْ لَّدُنْ حَكِيْمٍ خَبِيْرٍ ۙ﴿۱﴾
اَلَّا تَعْبُدُوْٓا اِلَّا اللّٰهَ ؕ اِنَّنِيْ لَكُمْ مِّنْهُ نَذِيْرٌ وَّ بَشِيْرٌ ۙ﴿۲﴾
وَّ اَنِ اسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْٓا اِلَيْهِ يُمَتِّعْكُمْ مَّتَاعًا حَسَنًا
اِلٰۤى اَجَلٍ مُّسَمًّى وَّ يُؤْتِ كُلَّ ذِيْ فَضْلٍ فَضْلَهٗ ؕ وَ اِنْ تَوَلَّوْا فَاِنِّيْۤ

**અલિફ લામ રા. ફરમાન[1] છે, જેની આયતો પાકી અને વિગતવાર રીતે વર્ણવવામાં આવી છે,[2] એક ડહાપણવાળી અને માહિતગાર હસ્તી તરફથી, કે તમે બંદગી ન કરો પરંતુ અલ્લાહની. હું તેના તરફથી તમને ચેતવણી આપનાર પણ છું અને ખુશખબર આપનાર પણ. અને આ કે તમે તમારા માલિક પાસે માફી માગો અને તેની તરફ પાછા વળો તો તે એક ખાસ મુદત સુધી તમને જીવનનિર્વાહની ઉત્તમ સામગ્રી આપશે[3] અને દરેક દરજ્જાવાળાને તેનો દરજ્જો આપશે.[4] પરંતુ જો તમે વિમુખ થતાં હોવ તો હું**

(૧) ‘‘કિતાબ’’નો અનુવાદ અહીં વર્ણનશૈલીના અનુસંધાનમાં ‘‘ફરમાન’’ કરવામાં આવ્યો છે. અરબી ભાષામાં આ શબ્દ પુસ્તક અને લખાણના અર્થમાં જ વપરાતો નથી બલકે આદેશ અને સરકારી હુકમના અર્થમાં પણ વપરાય છે તેમજ ખુદ કુર્આનમાં ઘણી જગ્યાએ આ શબ્દ આ જ અર્થમાં વાપરવામાં આવ્યો છે.

(૨) એટલે કે આ હુકમમાં જે વાતો વર્ણવવામાં આવી છે એ પરિપકવ અને અટલ છે. ખૂબ જ માપસર છે, માત્ર વાકચાતુર્ય નથી. સંબોધનનો જાદુ અને કલ્પનાઓની કવિતા નથી. સાચી હકીકત વર્ણવવામાં આવી છે અને તેનો એક શબ્દ પણ આવો નથી જે હકીકતથી ઓછો કે વધારે હોય. બીજું, આ આયતો વિગતવાર પણ છે, આમાં દરેકેદરેક વાત ખોલી ખોલીને સ્પષ્ટપણે કહેવામાં આવી છે. વર્ણન ગૂંચવાડાભર્યું, દ્વિઅર્થી અને મોઘમ નથી. દરેક વાત અલગ અલગ, સ્પષ્ટતાપૂર્વક સમજાવીને જણાવવામાં આવી છે.

(૩) એટલે કે દુનિયામાં તમારા રોકાણ માટે જે સમય નકકી છે ત્યાં સુધી તે તમને ખરાબ રીતે નહીં પરંતુ સારી રીતે રાખશે. તેની નિયામતો તમારી ઉપર વરસશે. તેની બરકતોનો લાભ તમને મળતો રહેશે. તમે સુખી અને સમૃદ્ધ રહેશો. જીવનમાં શાંતિ મળશે. અપમાનની સાથે નહીં પરંતુ માન-આબરૂ સાથે જીવશો. આ જ વિષય બીજી જગ્યાએ આવી રીતે વર્ણવવામાં આવ્યો છે કે مَنْ عَمِلَ صَالِحًا مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ فَلَنُحْيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً ۚ

اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ كَبِيْرٍ ۝٣ اِلَى اللّٰهِ مَرْجِعُكُمْ ۚ وَهُوَ
عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝٤ اَلَآ اِنَّهُمْ يَثْنُوْنَ صُدُوْرَهُمْ لِيَسْتَخْفُوْا
مِنْهُ ۭ اَلَا حِيْنَ يَسْتَغْشُوْنَ ثِيَابَهُمْ ۙ يَعْلَمُ مَا يُسِرُّوْنَ وَ
مَا يُعْلِنُوْنَ ۚ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ۝٥

وَمَا مِنْ دَآبَّةٍ فِي الْاَرْضِ اِلَّا عَلَى اللّٰهِ رِزْقُهَا

**તમારા માટે એક અત્યંત ભયાનક દિવસની યાતનાથી ડરું છું. તમારે સૌએ અલ્લાહની તરફ પાછા ફરવાનું છે અને તે બધું જ કરી શકે છે.**

**જુઓ, આ લોકો તેમની છાતીઓ ફેરવે દે છે કે જેથી તેનાથી છૂપાઈ જાય.[૫] ખબરદાર ! જ્યારે આ લોકો કપડાં વડે પોતાને ઢાંકે છે, અલ્લાહ તેમના છૂપાયેલાને પણ જાણે છે અને ખુલ્લાને પણ, તે તો એ રહસ્યોથી પણ વાકેફ છે જે છાતીઓમાં છે. ધરતી ઉપર ચાલનાર કોઈ પ્રાણી આવો નથી જેની રોજી અલ્લાહના શિરે ન હોય**

---

"જે માણસ પણ ઈમાનની સાથે સદકાર્ય કરશે, પછી તે પુરૂષ હોય કે સ્ત્રી, અમે તેને પવિત્ર જીવન પસાર કરાવીશું." (સૂરઃ નહ્‌લ આયત ૯૭). આના દ્વારા લોકોની એ સામાન્ય ગેરસમજને દૂર કરવાનો આશય છે જે શેતાને દરેક મૂર્ખ ભૌતિકવાદી માણસના કાનમાં ફૂંકી દીધેલી છે કે ખુદાભીરતા, સત્યનિષ્ઠા અને જવાબદારીના ભાનની રીત અપનાવવાથી માણસની આખિરત ભલે બનતી હોય પરંતુ દુનિયા તો જરૂર બગડી જાય છે. અને આ કે આવા લોકો માટે દુનિયામાં ભૂખ અને ગરીબી સિવાયનું કોઈ જીવન નથી. અલ્લાહતઆલા આનું ખંડન કરતાં કહે છે કે આ સત્યમાર્ગને અપનાવવાથી ફક્ત તમારી આખિરત જ નહીં બલકે દુનિયા પણ બનશે. આખિરતની જેમ આ દુનિયાની સાચી સફળતા અને આબરૂ પણ એવાં જ લોકો માટે છે જે સાચી ખુદાપરસ્તી સાથે નેકીનું જીવન પસાર કરે. જેમનાં નૈતિક મૂલ્યો શુદ્ધ હોય, જેમનાં વ્યવહાર સાચા હોય, જેમની ઉપર દરેક મામલામાં વિશ્વાસ કરી શકાય, જેમની પાસેથી દરેક માણસ ભલાઈની આશા રાખતો હોય, જેમની પાસેથી કોઈ માણસ અથવા કોઈ કોમને બૂરાઈની આશંકા ન હોય.

આ ઉપરાંત "مَتَاعٌ حَسَنٌ" ના શબ્દોમાં એક બીજું પણ પાસું છે જે નજરથી છૂપું રહેવું જોઈએ નહીં દુનિયાની જીવનસામગ્રી કુર્આનમજીદની રૂએ બે પ્રકારની છે. એક એ સરસામાન છે જે ખુદાના વિદ્રોહી બનેલાં લોકોને અજમાવવા માટે આપવામાં આવે છે અને જેનાથી છેતરાઈને આ લોકો પોતાને ભૌતિકવાદ અને ખુદાને ભૂલવામાં હજુ વધારે ગુમ કરી દે છે. બાહ્ય રીતે તો આ નિયામત છે પરંતુ અંદરથી ખુદાની ફિટકાર તથા તેની સજાની પૂર્વ ભુમિકા છે. કુર્આનમજીદ આને "مَتَاعٌ غُرُوْرٌ" ના શબ્દો વડે યાદ કરે છે. બીજું એ સાધનસામગ્રી છે

وَ يَعْلَمُ مُسْتَقَرَّهَا وَ مُسْتَوْدَعَهَا ؕ كُلٌّ فِیْ كِتٰبٍ مُّبِیْنٍ ۝
وَ هُوَ الَّذِیْ خَلَقَ السَّمٰوٰتِ وَ الْاَرْضَ فِیْ سِتَّةِ اَیَّامٍ وَّ
كَانَ عَرْشُهٗ عَلَى الْمَآءِ لِیَبْلُوَكُمْ اَیُّكُمْ اَحْسَنُ عَمَلًا ؕ وَ لَىِٕنْ

**અને જેના વિષે તે જાણતો ન હોય કે તે ક્યાં રહે છે અને ક્યાં તેને સોંપવામાં આવે છે,[૬] બધું જ એક સ્પષ્ટ ચોપડામાં નોધાયેલું છે.**

**અને એ જ છે જેણે આકાશો અને ધરતીને છ દિવસમાં સર્જ્યાં — જો કે આની પહેલાં તેનું સિંહાસન પાણી ઉપર હતું[૭] — કે જેથી તમને અજમાવીને જુએ કે તમારામાં કોણ સારા કર્મ કરનાર છે.[૮] હવે જો હે મુહમ્મદ,**

જેનાથી માનવી સુખી અને શકિતશાળી બનીને તેના ખુદાનો વધારે આભારી બને છે, ખુદા અને તેના બંદાઓના તેમજ ખુદ પોતાની જાતના હકકો વધારે સારી રીતે બજાવી લાવે છે, ખુદાએ આપેલાં સાધનો વડે શકિત મેળવીને દુનિયામાં ભલાઈના વિકાસ અને બુરાઈ અને બગાડને નષ્ટ કરવા માટે વધારે ઉપયોગી પ્રયાસો કરવા માંડે છે. આ કુર્આનની ભાષામાં "مَتَاعٌ حَسَنٌ" છે, એટલે કે જીવનની એવી સારી વસ્તુઓ જે ફકત દુનિયાના એશઆરામ ઉપર જ ખતમ થઈ જતી નથી બલકે પરિણામે આખિરતના આરામનું પણ સાધન બને છે.

(૪) એટલે કે જે માણસ નીતિમત્તા અને કર્મોમાં જેટલો પણ આગળ વધશે, અલ્લાહ તેને એટલો જ મોટો દરજજો એનાયત કરશે. અલ્લાહને ત્યાં કોઈની પણ ખૂબી ઉપર પાણી ફેરવી દેવામાં આવતું નથી. તેને ત્યાં જેવી રીતે બૂરાઈનું મૂલ્ય નથી એવી જ રીતે ભલાઈની નાકદરી પણ નથી. તેના રાજયનો કાયદો આ નથી કે

اسپ تازی شدہ مجروح بزیر پالال
طوق زریں، ہمہ در گردن خری بینم!

ત્યાં તો જે માણસ તેના ચારિત્ર્ય અને અમલ દ્વારા તેની જાતને જે દરજજાનો હકકદાર સાબિત કરી દેશે તે દરજજો તેને જરૂર આપવામાં આવશે.

(૫) મકકામાં જયારે નબી સ.અ.વ.ના સંદેશનો ફેલાવો થવા માંડયો ત્યારે ત્યાં ઘણાં એવા લોકો હતાં જે વિરોધ પ્રગટ કરવામાં તો બહુ સક્રિય ન હતાં પરંતુ આપના સંદેશથી ખૂબ જ નારાજ હતાં. આ લોકોનો વ્યવહાર આ હતો કે આપને જોઈને કતરાતા હતાં, આપની કોઈ વાત સાંભળવા માટે તૈયાર ન હતાં, કોઈક ઠેકાણે આપને બેઠેલાં જોતાં તો પાછા વળી જતાં, દૂરથી આપને આવતાં જોઈને રસ્તો બદલી લેતાં અથવા કપડાં વડે મોઢું ઢાંકી દેતાં કે જેથી સામસામે ન થઈ જવાય અને આપ તેમને સંબોધીને પોતાની કેટલીક વાતો કહેવા ન માંડે. આ જ પ્રકારના લોકોની તરફ અહીં ઈશારો કરવામાં આવ્યો છે કે આ લોકો સત્યનો સામનો કરવાથી ગભરાય છે અને શાહમૃગની જેમ મોઢું સંતાડીને આ માને છે કે એ હકીકત જ ગુમ થઈ ગઈ જેનાથી તેમણે મોઢું સંતાડી લીધું છે. જો કે હકીકત તેની જગ્યાએ મોજૂદ છે અને તે આ પણ જોઈ રહી છે કે આ બેવકૂફોએ તેનાથી બચવા માટે મોઢું ઢાંકી લીધું છે.

قُلْتَ اِنَّكُمْ مَّبْعُوْثُوْنَ مِنْۢ بَعْدِ الْمَوْتِ لَيَقُوْلَنَّ الَّذِيْنَ كَفَرُوْٓا
اِنْ هٰذَآ اِلَّا سِحْرٌ مُّبِيْنٌ ۝٧ وَلَئِنْ اَخَّرْنَا عَنْهُمُ الْعَذَابَ اِلٰٓى
اُمَّةٍ مَّعْدُوْدَةٍ لَّيَقُوْلُنَّ مَا يَحْبِسُهٗ ؕ اَلَا يَوْمَ يَاْتِيْهِمْ لَيْسَ
مَصْرُوْفًا عَنْهُمْ وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ۝٨ ع رુકૂઅ ૧
وَلَئِنْ اَذَقْنَا الْاِنْسَانَ مِنَّا رَحْمَةً ثُمَّ نَزَعْنٰهَا مِنْهُ ۚ اِنَّهٗ لَيَئُوْسٌ

**તમે કહો છો કે લોકો, મૃત્યુ પછી તમે બીજીવાર ઊઠાવવામાં આવશો, ત્યારે ઈનકાર કરનારાં તરત જ બોલી ઊઠે છે કે આ તો સ્પષ્ટ જાદુગરી છે.[૬] અને જો અમે એક નિશ્ચિત સમય સુધી તેમની સજાને ટાળીએ છીએ ત્યારે તેઓ કહેવા માંડે છે કે છેવટે કઈ વસ્તુએ તેને રોકી રાખી છે ? સાંભળો, જે દિવસે એ સજાનો સમય આવી ગયો ત્યારે કોઈના ટાળ્યે ટાળી શકાશે નહીં અને એ જ વસ્તુ તેમને આવીને ઘેરી લેશે જેની તેઓ મજાક ઊડાવી રહ્યાં છે. (રુકૂઅ ૧)**

**જો ક્યારેક અમે માણસને અમારી કૃપા વડે નવાજ્યા પછી તેને તેનાથી વંચિત કરી દઈએ છીએ ત્યારે તે હતાશ થાય છે**

(૬) એટલે કે જે ખુદાના જ્ઞાનની કેફિયત આ છે કે એકેએક પક્ષીનો માળો અને એકેએક જીવજંતુના દરની તેને ખબર છે અને તે તેની જ જગ્યાએ તેનો જીવનનિર્વાહનો સામાન પહોંચાડી રહયો છે, તથા જેને દરેક ક્ષણે આ વાતની ખબર છે કે કયો જીવ કયાં રહે છે અને કયાં તેનો જીવ તેના માલિકને સોંપી દે છે, તેના વિષે તમે જો આ અનુમાન ધરાવતાં હોવ કે આવી રીતે મોઢું સંતાડીને અથવા કાનમાં આંગળાં ખોસીને અથવા આંખો ઉપર પડદો નાખીને તમે તેની પકડમાંથી બચી જશો તો સાવ મૂર્ખ છો. સત્ય તરફ બોલાવનારથી તમે મોઢું છૂપાવી પણ લીધું તો તેનો લાભ શું છે ? શું ખુદાથી પણ તમે છૂપાઈ ગયાં? શું ખુદા આ જોઈ રહયો નથી કે એક માણસ તમને સત્ય વાતથી વાકેફ કરવામાં લાગેલો છે અને તમે આ પ્રયત્ન કરી રહયાં છો કે કોઈ રીતે તેની કોઈ વાત તમારા કાને પડવા પામે નહીં ?

(૭) આ વધારાનું વાકય છે જે અધવચ્ચે કહેવામાં આવ્યું છે, અને લગભગ લોકોના આ સવાલના જવાબમાં કહેવામાં આવ્યું છે કે આકાશો અને ધરતી જો પહેલાં હતા નહીં અને પાછળથી સર્જવામાં આવ્યાં તો પહેલાં શું હતું? આ સવાલને અત્રે નોંધ્યા વિના તેનો જવાબ ટૂંકા વાકયમાં આપી દેવામાં આવ્યો છે કે પહેલાં પાણી હતું. આપણે કહી શકતાં નથી કે આ પાણીનો અર્થ શું છે. આ જ પાણી કે જેને આપણે પાણીના નામથી ઓળખીએ છીએ કે પછી માત્ર રૂપકના રૂપમાં પદાર્થની આ પ્રવાહી (Fluid) સ્થિતિ માટે આ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે જે વર્તમાન સ્વરૂપમાં ઢળતા પહેલાં હતી ? હવે, ખુદાનું સિંહાસન પહેલાં પાણી ઉપર હતું જે કહેવામાં આવ્યું છે, તો આનો અર્થ અમારી સમજમાં આ આવે છે કે ખુદાનું રાજય પાણી ઉપર હતું.

كَفُوْرٌ ۝٩ وَلَئِنْ اَذَقْنٰهُ نَعْمَآءَ بَعْدَ ضَرَّآءَ مَسَّتْهُ لَيَقُوْلَنَّ
ذَهَبَ السَّيِّاٰتُ عَنِّيْ ۭ اِنَّهٗ لَفَرِحٌ فَخُوْرٌ ۝١٠ۙ اِلَّا الَّذِيْنَ
صَبَرُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۭ اُولٰۗىِٕكَ لَهُمْ مَّغْفِرَةٌ وَّ اَجْرٌ كَبِيْرٌ ۝١١

**અને અપકાર કરવા માંડે છે. અને જો એ મુસીબત પછી જે તેની ઉપર આવી હતી અમે તેને નિયામતનો સ્વાદ ચખાડીએ છીએ ત્યારે કહે છે કે મારી તો બધી ગરીબી દૂર થઈ ગઈ, પછી તે ફૂલીને ફાળકો થઈ જાય છે અને ઘમંડ કરવા લાગે છે.[૧૦] આ દોષથી મુક્ત જો કોઈ છે તો માત્ર એ જ લોકો જે ધૈર્યવાન[૧૧] અને સત્કર્મીઓ છે અને એ જ છે જેમના માટે દરગુજર પણ છે અને મોટું વળતર પણ.[૧૨]**

(૮) આ કથનનો અર્થ આ છે કે અલ્લાહતઆલાએ ધરતી અને આકાશને એટલા માટે સર્જયાં છે કે તમને (એટલે કે માનવીને) પેદા કરવાનો ઈરાદો હતો, અને તમને એટલા માટે પેદા કરવામાં આવ્યાં કે તમારી ઉપર નૈતિક જવાબદારીનો બોજો નાખવામાં આવે, તમને નાયબ (ખિલાફત)ની સત્તાઓ સુપરત કરવામાં આવે, અને પછી જોવામાં આવે કે તમારામાંથી કોણ આ સત્તાઓ અને આ નૈતિક જવાબદારીના બોજાને કેવી રીતે નિભાવે છે. જો આ સર્જનના મૂળમાં આ હેતુ ન હોત, જો સત્તાઓની સોંપણી છતાં કોઈ પરીક્ષાનો, કોઈ હિસાબકિતાબનો અને પૂછપરછતો તેમજ કોઈ સજા અને બદલાનો પ્રશ્ન ન હોત, તથા જો માનવીને નૈતિક જવાબદારી ધરાવવા છતાં આમ જ પરિણામ વિના મરી ગયા પછી માટી જ થઈ જવાનું હોત, તો પછી આ સમગ્ર સર્જન એક સાવ નિરર્થક ખેલ હતો અને આ સમગ્ર સૃષ્ટિના અસ્તિત્વની કોઈ હેસિયત એક નિરર્થક કામ સિવાય કંઈ ન હતી.

(૯) એટલે કે આ લોકોની મૂર્ખાઈની દશા આ છે કે સૃષ્ટિને એક રમતિયાળનું રેતીનું ઘર તથા પોતાને તેનું મન રમકડું માની બેઠાં છે અને આ મૂર્ખામીભર્યા ખ્યાલમાં એટલી હદે મગ્ન છે કે જયારે તમે આમને આ દુનિયાના જીવનના ગંભીર ઉદ્દેશ્ય, અને ખુદ તેમના અસ્તિત્વનો તાર્કિક હેતુ સમજાવો છો ત્યારે અટ્ટહાસ્ય કરે છે અને તમારી મશ્કરી કરે છે કે આ માણસ તો જાદુ જેવી વાતો કરે છે.

(૧૦) આ છે માનવીના છીછરાપણા, ઉપલક દૃષ્ટિ અને સમજદારીના અભાવની હાલત જેના દર્શન આપણને જીવનમાં દરેક સમયે થતો રહે છે અને જેને સામાન્ય રીતે લોકો પોતાની આત્મસમીક્ષા કરીને ખુદ પોતાની અંદર પણ અનુભવી શકે છે. આજે સુખી અને શક્તિશાળી લોકો તો અકકડ બનીને ફરે છે અને અભિમાન કરી રહયાં છે. જે આજે સુખી છે તેને બધે જ સુખ જ સુખ દેખાઈ રહ્યું છે અને તેને વિચાર પણ આવતો નથી કે કયારેય આ સુખ ઉપર દુઃખ પણ આવી શકે છે. કાલે જો કોઈ મુશ્કેલીમાં ફસાઈ ગયાં તો બેચેન બની ગયાં, નિરાશા અને હતાશાની મૂર્તિ બની ગયાં, તથા બહુ તકલીફ પડી તો ખુદાને ગાળો આપીને તથા તેની ખુદાઈ ઉપર મ્હેણા મારીને દુઃખ ભૂલવા માંડયાં. પછી જયારે ખરાબ સમય પસાર થઈ ગયો અને સારા દિવસો આવ્યાં ત્યારે એ જ અકકડપણું, એ જ બડાશો અને નિયામતોના નશામાં એ જ મસ્તીઓ ફરી શરૂ થઈ ગઈ.

માનવીના આ નીચતાના ગુણનો અહીં શા માટે ઉલ્લેખ કરવામાં આવ્યો છે? આનો આશય ખૂબ જ

فَلَعَلَّكَ تَارِكٌۢ بَعۡضَ مَا يُوۡحٰۤى اِلَيۡكَ وَضَآئِقٌۢ بِهٖ صَدۡرُكَ اَنۡ
يَّقُوۡلُوۡا لَوۡلَاۤ اُنۡزِلَ عَلَيۡهِ كَنۡزٌ اَوۡ جَآءَ مَعَهٗ مَلَكٌ‌ؕ اِنَّمَاۤ اَنۡتَ
نَذِيۡرٌ‌ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىۡءٍ وَّكِيۡلٌؕ ﴿۱۲﴾ اَمۡ يَقُوۡلُوۡنَ افۡتَرٰٮهُ‌ؕ قُلۡ فَاۡتُوۡا
بِعَشۡرِ سُوَرٍ مِّثۡلِهٖ مُفۡتَرَيٰتٍ وَّادۡعُوۡا مَنِ اسۡتَطَعۡتُمۡ مِّنۡ دُوۡنِ

**તો હે પયગમ્બર, ક્યાંક આવું ન થાય કે તમે એ વસ્તુઓમાંથી કોઈ વસ્તુને (વર્ણવવાનું) છોડી દો જે તમારી તરફ વહી કરવામાં આવી રહી છે અને આ વાત માટે બેચેન થાઓ કે તેઓ કહેશે ''આ માણસ ઉપર કોઈ ખજાનો શા માટે ઊતારવામાં ન આવ્યો'', અથવા આ કે ''આની સાથે કોઈ ફરિશ્તો કેમ ન આવ્યો.'' તમે તો માત્ર ચેતવનાર છો, આગળ દરેક વસ્તુનો હવાલો ધરાવનાર અલ્લાહ છે.**[૧૩]

**શું આ લોકો કહે છે કે પયગમ્બરે આ ગ્રંથ પોતે ઘડી કાઢ્યો છે ? કહો ''સારું, જો આ વાત છે તો આના જેવી ઘડેલી દસ સૂરઃઓ તમે બનાવી લાવો અને અલ્લાહ સિવાય બીજાં જે જે (તમારા ખુદા) છે તેમને મદદ માટે બોલાવી શકતા હોવ**

નાજુકાઈપૂર્વક લોકોને આ વાત સામે ચેતવવાનો છે કે આજે શાંતિના વાતાવરણમાં જયારે અમારો પયગમ્બર તમને ચેતવે છે કે ખુદાની અવમાનના કરતાં રહેશો તો તમારી ઉપર આફત આવશે, અને તમે આ વાત સાંભળીને એક જોરદાર અટ્ટહાસ્ય કરો છો અને કહો છો કે ''પાગલ, જોતો નથી કે અમારી ઉપર નિયામતોનો વરસાદ થઈ રહયો છે, ચારેય તરફ અમારી મોટાઈના ધ્વજ લહેરાઈ રહયાં છે, અત્યારે તને ધોળા દિવસે આ ડરામણું સ્વપ્નું કઈ રીતે દેખાઈ ગયું કે કોઈ આફત અમારી ઉપર તૂટી પડવાની છે ?'' હકીકતમાં પયગમ્બરની શિખામણના જવાબમાં તમારૂં આ અટ્ટહાસ્ય આ જ નીચતાના ગુણનું એક વધુ હલકટ પ્રદર્શન છે. ખુદા તો તમારી ગુમરાહીઓ અને દુષ્કૃત્યો છતાં ફક્ત તેની દયા અને કૃપાના લીધે તમારી સજામાં વિલંબ કરી રહયો છે કે જેથી તમે કોઈ પણ રીતે સુધરી જાઓ પરંતુ તમે આ મહેતલના સમયમાં આ વિચારી રહયાં છો કે અમારી સમૃદ્ધિ કેવાં મજબૂત પાયા ઉપર કાયમ છે અને અમારો આ બાગ કેવો સદાબહાર છે કે તેની ઉપર પાનખર આવવાનો કોઈ ખતરો જ નથી.

(૧૧) અહીં ધૈર્યના એક વધુ અર્થની સ્પષ્ટતા થાય છે. ધૈર્યનો ગુણ એ છીછરાપણાનો વિરોધી શબ્દ છે જેનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ધૈર્યવાન એ છે જે જમાનાની બદલાતી પરિસ્થિતિમાં પોતાનું માનસિક સંતુલન જાળવી રાખે. સમયના દરેક ભ્રમણમાંથી અસર ગ્રહણ કરીને પોતાના સ્વભાવનો રંગ બદલતો ન રહે બલકે એક તાર્કિક અને સાચા વલણ ઉપર હંમેશાં અડગ રહે. જો કયારેક પરિસ્થિતિ અનુકૂળ હોય અને તે અમીરી, સત્તા અને નામનાના શિખરો ઉપર ઊંચેને ઊંચે જઈ રહ્યો હોય ત્યારે મોટાઈના નશામાં મદમસ્ત બનીને બહેકવા ન માંડે. અને જો બીજા કોઈ વખતે મુસીબતો અને મુશ્કેલીઓની ઘંટીના પડો વચ્ચે પીસાઈ રહયો હોય ત્યારે તેના માનવીય ગુણોને તેમાં વેડફી ન નાખે. ખુદા તરફથી અજમાયશ, ચાહે નિયામતના રૂપમાં હોય કે

اللّٰهِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿١٣﴾ فَاِلَّمْ يَسْتَجِيْبُوْا لَكُمْ فَاعْلَمُوْٓا اَنَّمَآ
اُنْزِلَ بِعِلْمِ اللّٰهِ وَ اَنْ لَّآ اِلٰهَ اِلَّا هُوَ ۚ فَهَلْ اَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿١٤﴾

**તો બોલાવી લો જો તમે (તેમને ખુદા માનવામાં) સાચા હોવ. હવે જો તે (તમારા ખુદાઓ) તમારી મદદે આવતાં નથી તો જાણી લો કે આ અલ્લાહના જ્ઞાનમાંથી ઊતર્યો છે અને આ કે અલ્લાહ સિવાય કોઈ સાચો ખુદા નથી. પછી શું તમે (આ સાચી વાત સામે) માથું ઝૂકાવો છો?''[૧૪]**

પછી મુસીબતના રૂપમાં, બન્ને પરિસ્થિતિઓમાં તેની સહનશીલતા પોતાની જગ્યાએ કાયમ રહે અને તેની સહનશીલતા કોઈ પણ વસ્તુની અલ્પતા અથવા વિપુલતાથી છલકાઈ ન જાય.

(૧૨) એટલે કે અલ્લાહ આવા લોકોના ગુના માફ પણ કરે છે અને તેમનાં સદ્કાર્યો બદલ વળતર પણ આપે છે.

(૧૩) આ કથનનો અર્થ સમજવા માટે એ પરિસ્થિતિને નજર સામે રાખવી જોઈએ જેમાં આ કહેવામાં આવ્યું છે. મકકા એક એવા કબીલાનું મુખ્ય મથક છે જે સમસ્ત અરબસ્તાન ઉપર પોતાની ધાર્મિક સત્તા, પોતાના માલ અને વેપાર અને પોતાના રાજકીય દબદબાના કારણે છવાયેલો છે. બરાબર આ જ સ્થિતિમાં કે જયારે લોકો પ્રગતિના શિખરે છે ત્યારે આ જ શહેરનો એક માણસ ઊઠે છે અને જાહેરમાં કહે છે કે જે ધર્મના તમે આગેવાન છો તે તદ્દન ગુમરાહી છે, જે સાંસ્કૃતિક વ્યવસ્થાના તમે સરદાર છો તે તેના મૂળિયાં સુધી કહોવાઈ ગયેલી વ્યવસ્થા છે, ખુદાની આફત તમારી ઉપર તૂટી પડવા માટે તૈયાર ઊભી છે અને તમારા માટે તેનાથી બચવા માટે આના સિવાય બીજો કોઈ રસ્તો નથી કે આ સાચા ધર્મ તથા સદાચારી વ્યવસ્થાનો સ્વીકાર કરી લો જે હું ખુદા તરફથી તમારી સમક્ષ રજૂ કરી રહયો છું. આ માણસની સાથે તેના શુદ્ધ ચારિત્ર્ય અને તર્કસંગત વાતો સિવાય કોઈ એવી અસાધારણ વસ્તુ નથી જેનાથી સામાન્ય લોકો તેને અલ્લાહ તરફથી નિમાયેલો માને. અને આસપાસની પરિસ્થિતિમાં પણ ધર્મ અને નૈતિકતા તથા સંસ્કૃતિના ઊંડા પાયાના દૂષણો સિવાય કોઈ એવી દેખીતી નિશાની નથી જે આફતના ઊતરાણ તરફ ઇશારો કરતી હોય બલકે આનાથી વિરૂદ્ધ દેખાતી બધી જ નિશાનીઓ આ જ દર્શાવી રહી છે કે આ લોકો ઉપર ખુદાનો (અને તેમની માન્યતા પ્રમાણે) દેવતાઓની મોટી કૃપા છે તથા જે કંઈ તેઓ કરી રહયાં છે સાચું જ કરી રહયાં છે. આવી પરિસ્થિતિમાં આ વાત કહેવાનું પરિણામ આ આવે છે, અને આના સિવાય બીજું હોઈ પણ ન શકે, કે થોડાક ખૂબ જ સાચી સમજ ધરાવતા અને હકીકત પામી ગયેલાં લોકો સિવાય શહેરના બધાં જ લોકો તેની પાછળ પડી જાય છે. કોઈ જોરજુલમ વડે તેને દબાવવા માગે છે, કોઈ ખોટાં આક્ષેપો અને હલકટ વાંધાઓ વડે તેની આબરૂ ખતમ કરવાનો પ્રયત્ન કરે છે, કોઈ પૂર્વગ્રહયુકત અવગણના દ્વારા તેને નાહિમ્મત કરવાનો પ્રયત્ન કરે છે અને વળી કોઈ મજાક ઉડાવીને મ્હેંણા મારીને તથા ઠઠ્ઠા-મશ્કરી કરીને તેની વાતોને હવામાં ઊડાવી દેવા માગે છે. આ આવકાર જે ઘણાં વર્ષ સુધી આ માણસના સંદેશનો થતો રહે છે, તે થોડો નિરાશ કરનાર અને હતાશાજનક હોઈ શકે તે દેખીતું છે. બસ આ જ પરિસ્થિતિ છે જેમાં અલ્લાહતઆલા તેના પયગમ્બરને હિંમત અપાવવા માટે શિખામણ આપે છે કે સારી સ્થિતિમાં ફૂલાઈ જવું અને ખરાબ સ્થિતિમાં હતાશ થઈ જવું એ છીછરા લોકોનું કામ છે. અમારી નજરમાં મૂલ્યવાન માણસ એ છે જે સદાચારી હોય, સદાચારના માર્ગ ઉપર ધૈર્ય અને દ્દઢતા સાથે તથા બહાદુરીપૂર્વક ચાલનાર હોય. એટલા માટે જે

مَنْ كَانَ يُرِيْدُ الْحَيٰوةَ الدُّنْيَا وَزِيْنَتَهَا نُوَفِّ اِلَيْهِمْ اَعْمَالَهُمْ فِيْهَا
وَهُمْ فِيْهَا لَا يُبْخَسُوْنَ ۝١٥ اُولٰٓئِكَ الَّذِيْنَ لَيْسَ لَهُمْ فِي الْاٰخِرَةِ
اِلَّا النَّارُ ۖ وَحَبِطَ مَا صَنَعُوْا فِيْهَا وَبٰطِلٌ مَّا كَانُوْا يَعْمَلُوْنَ ۝١٦

**જે લોકો ફકત આ દુનિયાના જીવન અને તેની શોભાઓના ઈચ્છુક હોય છે[૧૫] તેમને તેમના કામગીરીનો પૂરેપૂરૂં ફળ અમે અહીં જ તેમને આપી દઈએ છીએ અને તેમાં તેમની સાથે કોઈ કમી કરવામાં આવતી નથી. પરંતુ આખિરતમાં આવા લોકો માટે આગ સિવાય કશું નથી.[૧૬] (ત્યાં ખબર પડી જશે કે) જે કંઈ તેમણે દુનિયામાં બનાવ્યું તે બધું નેસ્તનાબૂદ થઈ ગયું અને હવે તેમનું બધું કર્યું-કરાવ્યું સાવ નક્કામું છે.**

પૂર્વગ્રહ વડે, જે અવગણના વડે, જે મજાક-મશ્કરી વડે, તથા જે જહાલતભર્યા વાંધાઓ વડે તમારો સામનો કરવામાં આવી રહયો છે તેના કારણે તમારી દૃઢતા સહેજ પણ ડગવી જોઈએ નહીં. જે સચ્ચાઈ તમારી ઉપર વહી દ્વારા ખોલવામાં આવી છે તેની જાહેરાત અને એલાન કરવામાં તેમજ તેની તરફ બોલાવવામાં તમને સહેજ પણ ભય ન હોય. તમારા દિલમાં આ વિચાર પણ ન આવે કે ફલાણી વાત કેવી રીતે કહું કે જયારે લોકો સાંભળતાં જ તેની મજાક ઊડાવવા માંડે છે, અને ફલાણી સચ્ચાઈને કેવી રીતે વ્યકત કરૂં કે જયારે કોઈ તેને સાંભળવા જેટલો પણ ઉદાર નથી. કોઈ માને કે ન માને, તમે જેને સાચું જુઓ છો તેને કોઈ પણ વધઘટ કર્યા વિના તથા નિડરતા સાથે કહેતાં જાઓ, આગળ સમગ્ર મામલો અલ્લાહના હવાલે છે.

(૧૪) અહીં એક જ દલીલ વડે કુર્આનના ખુદાઈ કલામ હોવાનો સબૂત પણ આપી દેવામાં આવ્યો છે અને તૌહીદનો પણ. દલીલનો ટૂંકસાર આ પ્રમાણે છેઃ

(૧) જો તમારા મતે આ માનવરચિત લખાણ છે તો માનવીએ આવું લખાણ લખવા માટે સમર્થ હોવું જોઈએ, એટલા માટે તમારો આ દાવો કે મેં આને જાતે લખેલું છે ફકત ત્યારે જ સાચો હોઈ શકે કે જ્યારે તમે આવું એક પુસ્તક લખીને દેખાડો. પરંતુ જો વારંવાર પડકારવા છતાં પણ તમે બધાં મળીને આના જેવી વસ્તુ રજૂ કરી શકતાં નથી ત્યારે મારો આ દાવો સાચો છે કે હું આ પુસ્તકનો લેખક નથી બલકે આ અલ્લાહના જ્ઞાનમાંથી ઊતરેલું છે.

(૨) પછી જયારે આ પુસ્તકમાં તમારા આરાધ્ય ખુદાઓનો પણ ખુલ્લી રીતે વિરોધ કરવામાં આવ્યો છે અને સ્પષ્ટ શબ્દોમાં કહી દેવામાં આવ્યું છે કે તેમની પૂજા છોડી દો કેમ કે ખુદાઈમાં તેમનો કોઈ ભાગ નથી, તો જરૂરી છે કે તમારા દેવોએ પણ (જો ખરેખર તેમની અંદર કોઈ તાકાત છે તો) મારા દાવાને ખોટો સાબિત કરવા માટે તથા આ પુસ્તક જેવું બીજું પુસ્તક રજૂ કરવા માટે તમારી મદદ કરવી જોઈએ. પરંતુ જો તેઓ આ નિર્ણાયક ક્ષણમાં પણ તમારી મદદ નથી કરતાં અને તમારી અંદર એવી કોઈ શકિતનો સંચાર કરતાં નથી કે તમે આ પુસ્તક જેવું બીજું પુસ્તક તૈયાર કરી શકો તો આના ઉપરથી સ્પષ્ટપણે પુરવાર થઈ જાય છે કે તમે બિનજરૂરી રીતે તેમને આરાધ્ય બનાવી દીધેલાં છે, નહીં તો હકીકતમાં તેમની અંદર કોઈ સામર્થ્ય અને ખુદાઈનું કોઈ અંશ પણ નથી જેના આધારે તેઓ આરાધનાને પાત્ર થવાના અધિકારી હોય.

اَفَمَنْ كَانَ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّهٖ وَ يَتْلُوْهُ شَاهِدٌ مِّنْهُ وَ مِنْ قَبْلِهٖ كِتٰبُ مُوْسٰٓى اِمَامًا وَّ رَحْمَةً ؕ اُولٰٓئِكَ يُؤْمِنُوْنَ بِهٖ ؕ وَ مَنْ يَّكْفُرْ بِهٖ مِنَ الْاَحْزَابِ

**પછી શું એ માણસ કે જે તેના માલિક તરફથી એક સ્પષ્ટ ગવાહી ધરાવતો હતો,[૧૭] ત્યાર પછી એક સાક્ષી પણ માલિક તરફથી (આ ગવાહીના સમર્થનમાં) આવી ગયો,[૧૮] અને પહેલાં મૂસાનો ગ્રંથ માર્ગદર્શક અને કૃપાના રૂપમાં આવેલો પણ મોજૂદ હતો (શું તે પણ ભૌતિકવાદીઓની જેમ આનો ઈનકાર કરી શકે છે ?) આવા લોકો તો આની ઉપર ઈમાન જ લાવશે.[૧૯] અને માનવ સમુદાયોમાંથી જે કોઈ આનો ઈનકાર કરે**

આ આયતમાંથી એક ગૌણ વાત આ પણ જણાઈ આવી કે આ સૂરઃ ઊતરાણના ક્રમની દૃષ્ટિએ સૂરઃ યૂનુસ પહેલાંની છે. અહીં દસ સૂરઃઓ બનાવી લાવવાનો પડકાર આપવામાં આવ્યો છે અને જયારે તેઓ આનો જવાબ આપી ન શકયાં ત્યારે સૂરઃ યૂનુસમાં કહેવામાં આવ્યું કે સારૂં, એક જ સૂરઃ આના જેવી લખીને લાવો. (સૂરઃ યૂનુસ, આયત ૩૮ નોંધ ક્રમાંક ૪૬)

(૧૫) આ પ્રવચનની સાથે આ વાત આના અનુસંધાનમાં કહેવામાં આવી છે કે કુર્આનના સંદેશને જે પ્રકારના લોકો એ જમાનામાં રદ કરી રહયા હતાં તેમજ આજે પણ રદ કરી રહયાં છે, તેઓ મોટાભાગે એ જ હતાં, અને છે, જેમના દિલ અને દિમાગ ઉપર દુનિયાપરસ્તી છવાયેલી છે. ખુદાના સંદેશને રદ કરી દેવા માટે તેઓ જે દલીલબાજીઓ કરે છે તે બધી તો પછીની વસ્તુઓ છે. પહેલી વસ્તુ જે આ ઈનકારનું મૂળ કારણ છે તે તેમના મનનો આ નિર્ણય છે કે દુનિયા તથા તેના ભૌતિક ફાયદાઓથી મોટી કોઈ વસ્તુ કદર કરવાને લાયક નથી, તેમજ આ ફાયદાઓનો લાભ મેળવવા માટે તેમને સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ.

(૧૬) એટલે કે જેની સમક્ષ માત્ર દુનિયા અને તેનો ફાયદો હોય તે તેની દુનિયા બનાવવા માટે જેવો પ્રયત્ન અહીં કરશે તેવો જ તેનો ફળ તેને અહીં મળી જશે. પરંતુ જયારે આખિરત તેની નજર સમક્ષ નથી તથા તેના માટે કોઈ પ્રયાસ પણ તેણે કર્યો નથી ત્યારે કોઈ કારણ નથી કે તેના ભૌતિક લાભો મેળવવા માટેના પ્રયાસોના ફળોનો સિલસિલો આખિરત સુધી લંબાય. ત્યાં ફળ મેળવવાની શકયતા તો માત્ર એ જ સ્થિતિમાં હોઈ શકે કે જયારે દુનિયામાં માણસના પ્રયાસો એ કામો માટે હોય જે આખિરતમાં પણ ફાયદાકારક હોય. દા.ત. જો કોઈ માણસ ઈચ્છે કે તેને એક ભવ્ય મકાન રહેવા માટે મળે અને તેના માટે એવા ઉપાયો ઉપર અમલ કરે જેનાથી અહીં મકાન બનતાં હોય છે ત્યારે ચોકકસ એક આલીશાન મહેલ બનીને તૈયાર થઈ જશે અને તેની એક ઇંટ પણ ફકત આ જ કારણે મૂકાવાની ના નહીં પાડે કે એક કાફિર તેને મૂકવાનો પ્રયત્ન કરી રહયો છે. પરંતુ આ માણસનો પોતાનો આ મહેલ અને તેનો બધો જ સરસામાન મોતના અંતિમ શ્વાસની સાથે જ આ દુનિયામાં છોડી દેવો પડશે અને તેની કોઈ વસ્તુ પણ તે તેની સાથે બીજી દુનિયામાં લઈ જઈ શકશે નહીં. જો તેણે આખિરતમાં મહેલ તૈયાર કરવા માટે કંઈ કર્યું નથી તો કોઈ તર્કસંગત કારણ નથી કે તેનો આ મહેલ ત્યાં તેની સાથે તબદીલ થાય. ત્યાં જો કોઈ મહેલ તે મેળવી શકતો હોય તો માત્ર એ જ સ્થિતિમાં જ મેળવી શકે છે કે જયારે દુનિયામાં તેના પ્રયત્નો એ કામોમાં હોય જેમાંથી ખુદાઈ કાનૂન પ્રમાણે આખિરતનો મહેલ બનતો હોય છે.

હવે સવાલ કરી શકાય કે આ દલીલનો તકાદો તો માત્ર એટલો જ છે કે ત્યાં તેને કોઈ મહેલ મળશે નહીં

فَالنَّارُ مَوْعِدُهٗ ۚ فَلَا تَكُ فِيْ مِرْيَةٍ مِّنْهُ ۚ اِنَّهُ الْحَقُّ مِنْ رَّبِّكَ وَ
لٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يُؤْمِنُوْنَ ﴿١٧﴾ وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى
اللّٰهِ كَذِبًا ۭ اُولٰٓئِكَ يُعْرَضُوْنَ عَلٰى رَبِّهِمْ وَ يَقُوْلُ الْاَشْهَادُ
هٰٓؤُلَآءِ الَّذِيْنَ كَذَبُوْا عَلٰى رَبِّهِمْ ۚ اَلَا لَعْنَةُ اللّٰهِ عَلَى الظّٰلِمِيْنَ ﴿١٨﴾ۙ
الَّذِيْنَ يَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ وَ يَبْغُوْنَهَا عِوَجًا ۭ وَهُمْ

**તો તેના માટે જે જગ્યાનો વાયદો છે તે દોજખ છે. તો હે પયગમ્બર, તમે આ વસ્તુ તરફથી કોઈ શંકામાં ન પડતાં, આ સત્ય છે તમારા માલિક તરફથી પરંતુ મોટાભાગના લોકો માનતાં નથી.**

**અને એ માણસ કરતાં વધારે જુલમી બીજો કોણ હશે જે અલ્લાહ માટે જૂઠ ઘડે ?[૨૦] આવા લોકો તેમના માલિક સમક્ષ હાજર થશે અને સાક્ષીઓ ગવાહી આપશે કે આ છે એ લોકો જેમણે તેમના માલિક માટે જૂઠ ઘડ્યું હતું. સાંભળો, અલ્લાહની ફિટકાર છે જુલમીઓ ઉપર[૨૧] — એ જુલમીઓ[૨૨] ઉપર જે અલ્લાહના રસ્તાથી લોકોને રોકે છે, તેના રસ્તાને વક્ર બનાવવા માગે છે,[૨૩]**

પરંતુ આ વાત કેવી છે કે મહેલના બદલે તેને ત્યાં આગ મળશે? આનો જવાબ આ છે (અને આ કુર્આનનો જ જવાબ છે જે અલગ અલગ પ્રસંગે તેણે આપ્યો છે) કે જે માણસ આખિરતની અવગણના કરીને માત્ર દુનિયા માટે કામ કરે છે તે અનિવાર્યપણે અને સ્વભાવિક રીતે એવી રીતો દ્વારા કામ કરે છે જેનાથી આખિરતમાં મહેલની જગ્યાએ અગ્નિકુંડ તૈયાર થાય છે. (જુઓ, સૂરઃ યૂનુસ નોંધ ક્રમાંક ૧૨).

(૧૭) એટલે કે જેને ખુદ પોતાના અસ્તિત્વમાં તેમજ ધરતી અને આકાશની રચનામાં અને સૃષ્ટિની વ્યવસ્થામાં આ વાતની ખુલ્લી ગવાહી મળી રહી હતી કે આ દુનિયાનો સર્જનહાર, માલિક, પાલનહાર અને હાકેમ અને શાસક માત્ર એક ખુદા છે, અને પછી આ જ ગવાહીઓને જોઈને જેનું દિલ આ ગવાહી પણ પહેલાંથી આપી રહયું હતું કે આ જીવન પછી કોઈ બીજું જીવન જરૂર હોવું જોઈએ જેમાં માનવી તેના ખુદાને પોતાના કર્મોનો હિસાબ આપે અને પોતાની કરણીનો બદલો તથા સજા પામે.

(૧૮) એટલે કે કુર્આન, જેણે આવીને એ પ્રાકૃતિક અને તાર્કિક ગવાહીને ટેકો આપ્યો અને તેને જણાવ્યું કે હકીકતમાં સચ્ચાઈ એ જ છે જેના ચિહ્નો સૃષ્ટિ જગત અને જીવોની નિશાનીઓમાં તેં જોયાં છે.

(૧૯) પ્રવચનના અનુસંધાનને જોતાં આ આયતનો અર્થ આ છે કે જે લોકો દુનિયાના જીવનના બાહ્ય પાસા ઉપર તેમજ તેના આકર્ષણો ઉપર મોહી પડેલાં છે તેમના માટે તો કુર્આનના સંદેશને રદ કરી દેવાનું સહેલું છે પરંતુ તે માણસ કે જે પોતાના અસ્તિત્વમાં અને સૃષ્ટિની વ્યવસ્થામાં તૌહીદ અને આખિરતની ખુલ્લી ગવાહી જોઈ રહયો હતો, પછી કુર્આને આવીને બરાબર એ જ વાત કહી જેની ગવાહી તે પહેલાંથી પોતાની અંદર પણ

بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ ﴿١٩﴾ اُولٰٓئِكَ لَمْ يَكُوْنُوْا مُعْجِزِيْنَ فِي الْاَرْضِ
وَمَا كَانَ لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ اَوْلِيَآءَ ۘ يُضٰعَفُ لَهُمُ الْعَذَابُ ؕ
مَا كَانُوْا يَسْتَطِيْعُوْنَ السَّمْعَ وَمَا كَانُوْا يُبْصِرُوْنَ ﴿٢٠﴾ اُولٰٓئِكَ
الَّذِيْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٢١﴾
لَا جَرَمَ اَنَّهُمْ فِي الْاٰخِرَةِ هُمُ الْاَخْسَرُوْنَ ﴿٢٢﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا
وَعَمِلُوا الصّٰلِحٰتِ وَاَخْبَتُوْٓا اِلٰى رَبِّهِمْ ۙ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ ۚ
هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢٣﴾ مَثَلُ الْفَرِيْقَيْنِ كَالْاَعْمٰى وَالْاَصَمِّ

---

**અને આખિરતનો ઈનકાર કરે છે — તેઓ[૨૪] ધરતીમાં અલ્લાહને વિવશ કરનારા ન હતાં અને ન તો અલ્લાહના મુકાબલે તેમનો કોઈ હિમાયતી હતો. તેમને હવે બમણી યાતના આપવામાં આવશે.[૨૫] તેઓ ન તો કોઈનું સાંભળી જ શકતા હતાં અને ન તો તેમને પોતાને જ કંઈ દેખાતું હતું. આ એ લોકો છે જેમણે પોતાની જાતને ખોટમાં નાખી અને એ બધું જ તેમની પાસેથી ખોવાઈ ગયું જે તેમણે ઘડી કાઢેલું હતું.[૨૬] અનિવાર્ય છે કે તેઓ જ આખિરતમાં સૌથી વધારે ખોટમાં રહે. હવે એ લોકો કે જે ઈમાન લાવ્યાં અને જેમણે સદ્‌કાર્યો કર્યાં અને તેમના માલિકના જ થઈને રહ્યાં, તો નિઃશંક તેઓ જન્નતવાળાં છે અને જન્નતમાં તેઓ હંમેશાં રહેશે.[૨૭] આ બન્ને પક્ષકારોનું દષ્ટાંત આવું છે જેમ કે એક માણસ તો હોય આંધળો અને બહેરો, તથા**

---

જોઈ રહયો હતો અને બહાર પણ, અને પછી તેને વધુ સમર્થન કુર્આનની પહેલાં આવેલાં આકાશી ગ્રંથોમાં પણ તેને મળી ગયું, ત્યારે હવે તે કેવી રીતે આવી જબરજસ્ત ગવાહીઓ તરફથી આંખો મીંચીને આ ઈનકારીઓનો સહમત બની શકે છે? આ કથન ઉપરથી આ વાત સ્પષ્ટપણે જણાય છે કે નબી સ.અ.વ. કુર્આનના ઊતરાણ પહેલાં ઈમાનબિલગૈબ મુકામથી પસાર થઈ ગયેલા હતાં. જેવી રીતે સૂરઃ અન્આમમાં હઝરત ઈબ્રાહીમ અ.સ. વિષે જણાવવામાં આવ્યું છે કે તેઓ નબી થયાં તે પહેલાં સૃષ્ટિની નિશાનીઓ જોઈને તૌહીદની ઓળખ મેળવી ચુકયા હતાં, આવી જ રીતે આ આયત સ્પષ્ટ રીતે દર્શાવી રહી છે કે નબી સ.અ.વ. એ પણ મનોમંથન અને વિચાર દ્વારા આ હકીકત જાણી લીધી હતી અને આના પછી કુર્આને આવીને માત્ર સમર્થન અને પૃષ્ટિ જ ન કરી બલકે આપને સચ્ચાઈનું પ્રત્યક્ષ જ્ઞાન પણ એનાયત કરી દીધું.




وَالْبَصِيْرِ وَالسَّمِيْعِ ۭ هَلْ يَسْتَوِيٰنِ مَثَلًا ۭ اَفَلَا تَذَكَّرُوْنَ ؀ ٢٤ ع
وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖٓ ۡ اِنِّىْ لَكُمْ نَذِيْرٌ مُّبِيْنٌ ؀ ٢٥ اَنْ
لَّا تَعْبُدُوْٓا اِلَّا اللّٰهَ ۭ اِنِّىْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ اَلِيْمٍ ؀ ٢٦
فَقَالَ الْمَلَاُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ مَا نَرٰىكَ اِلَّا بَشَرًا
مِّثْلَنَا وَمَا نَرٰىكَ اتَّبَعَكَ اِلَّا الَّذِيْنَ هُمْ اَرَاذِلُنَا بَادِيَ

**બીજો દેખતો અને સાંભળતો, શું આ બન્ને સમાન હોઈ શકે છે ?[૨૮] શું તમે (આ દષ્ટાંત ઉપરથી) કોઈ બોધ ગ્રહણ કરતાં નથી ? (રુકૂઅ ૨)**

**(અને આવી જ પરિસ્થિતિ હતી જ્યારે) અમે નૂહને તેની કોમ તરફ મોકલ્યો હતો.[૨૯] (તેણે કહ્યું) ‘‘હું તમને સ્પષ્ટપણે ચેતવું છું. અલ્લાહ સિવાય કોઈની બંદગી ન કરો નહીં તો મને ડર છે કે તમારી ઉપર એક દિવસે પીડાકારી આફત આવશે.[૩૦] જવાબમાં તેની કોમના આગેવાનો, જેમણે તેની વાતને માનવાનો ઈનકાર કર્યો હતો, બોલ્યાં ‘‘અમારી દષ્ટિએ તો તમે માત્ર અમારા જેવા એક મનુષ્ય સિવાય કંઈ નથી.[૩૧] અને અમે જોઈ રહ્યાં છીએ કે અમારી કોમમાંથી ફકત એ લોકોએ કે જે આમારે ત્યાં નીચી જાતિના હતાં તેમણે સમજ્યા વિચાર્યા વિના તમારું અનુસરણ અપનાવી**

(૨૦) એટલે કે આ કહે કે અલ્લાહની સાથે ખુદાઈમાં તેમજ બંદગીના અધિકારમાં બીજાં પણ ભાગીદાર છે, અથવા આ કહે કે ખુદાને તેના બંદાઓના માર્ગદર્શન અને ગુમરાહીમાં કોઈ રસ નથી તથા તેણે કોઈ પુસ્તક અને કોઈ નબી અમારા માર્ગદર્શન માટે મોકલ્યું નથી બલકે અમને છૂટા મૂકી દીધાં છે કે અમારા જીવન માટે જે શૈલી અપનાવવા માગીએ તે અપનાવી લઈએ. અથવા આ કહે કે ખુદાએ અમને અમસ્તાં જ રમત તરીકે પેદા કર્યાં અને અમસ્તાં જ અમને ખતમ કરી દેશે, અમારે તેની સામે કોઈ જવાબ આપવાનો નથી અને કોઈ સજા કે ઈનામ નથી.

(૨૧) આ આખિરતની દુનિયાનું વર્ણન છે કે ત્યાં આ જાહેરાત કરવામાં થશે.

(૨૨) આ આડ વાકય છે કે જે જુલમીઓ ઉપર ત્યાં ખુદાની ફિટકારની જાહેરાત થશે તે એ જ લોકો હશે જે આજે દુનિયામાં આ હરકતો કરી રહયાં છે.

(૨૩) એટલે કે તે આ સીધા માર્ગને જે તેમની સામે રજૂ કરવામાં આવી રહયો છે, પસંદ કરતાં નથી અને ઈચ્છે છે કે આ માર્ગ તેમના મનની ઈચ્છાઓ અને તેમના જહાલતભર્યા પૂર્વગ્રહો અને તેમની અંધશ્રદ્ધાઓ અને કલ્પનાઓ પ્રમાણે વાંકો થઈ જાય તો તેઓ તેને સ્વીકારશે.

(૨૪) ફરીથી આ આખિરતની દુનિયાનું વર્ણન છે.

(૨૫) એક સજા પોતે પથભ્રષ્ટ, બીજી સજા બીજાંને પથભ્રષ્ટ કરવાની તેમજ પાછળની પેઢીઓ માટે

الرَّأْيِ ۚ وَمَا نَرَىٰ لَكُمْ عَلَيْنَا مِنْ فَضْلٍ بَلْ نَظُنُّكُمْ كَاذِبِينَ ﴿٢٧﴾
قَالَ يَا قَوْمِ أَرَأَيْتُمْ إِنْ كُنْتُ عَلَىٰ بَيِّنَةٍ مِنْ رَبِّي وَآتَانِي رَحْمَةً
مِنْ عِنْدِهِ فَعُمِّيَتْ عَلَيْكُمْ أَنُلْزِمُكُمُوهَا وَأَنْتُمْ لَهَا كَارِهُونَ ﴿٢٨﴾

**લીધું છે.[૩૨] અને અમે કોઈ વસ્તુ પણ એવી જોતાં નથી જેમાં તમે અમારા કરતાં થોડાય આગળ વધેલાં હોવ,[૩૩] બલકે અમે તો તમને જૂઠ્ઠા માનીએ છીએ.'' તેણે કહ્યું ''હે મારી કોમના ભાઈઓ, જરા વિચારો તો ખરા કે જો હું મારા માલિક તરફથી એક ખુલ્લી સાક્ષી ઉપર કાયમ હતો અને પછી તેણે મને તેની ખાસ કૃપા વડે પણ નવાજી દીધો[૩૪] પરંતુ તે તમને દેખાઈ નહીં તો છેવટે અમારી પાસે કયું સાધન છે કે તમે માનવા ન માગો અને અમે બળજબરીપૂર્વક તેને તમારા માથે ચોડી દઈએ ?**

પથભ્રષ્ટતાનો વારસો છોડી જવાની. (જુઓ, સૂરઃ આ'રાફ નોંધ ક્રમાંક ૩૦)

(૨૬) એટલે કે આ તમામ વિચારસરણીઓ બેબુનિયાદ અને કાલ્પનિક નીકળી જે તેમણે ખુદા, સૃષ્ટિ અને તેમના અસ્તિત્વ વિષે ઘડી કાઢેલી હતી, અને એ તમામ ભરોસા પણ ખોટા પૂરવાર થયાં જે તેમણે પોતાના ખુદાઓ, ભલામણકર્તાઓ તેમજ વાલીઓ ઉપર રાખ્યા હતાં, અને એ કલ્પનાઓ પણ ખોટી પડી જે તેમણે મૃત્યુ પછીના જીવન વિષે કાયમ કરેલી હતી.

(૨૭) અહીં આખિરતની દુનિયાનું વર્ણન સમાપ્ત થયું.

(૨૮) એટલે કે શું આ બન્નેનું વર્તન અને અંતમાં બન્નેનું પરિણામ સમાન હોઈ શકે? દેખીતું છે કે જે માણસ ન તો પોતે રસ્તો જુએ છે અને ન તો કોઈ એવા માણસની વાત જ સાંભળે છે જે તેને રસ્તો દેખાડી રહયો હોય, તે ચોકકસ કયાંક ઠોકર ખાશે અને કયાંક કોઈ ભારે અકસ્માતનો ભોગ બનશે. આનાથી વિરૂદ્ધ જે માણસ પોતે પણ રસ્તો જોઈ રહયો હોય તેમજ કોઈ રસ્તાના જાણકારના માર્ગદર્શનનો પણ લાભ ઊઠાવતો રહયો હોય તે ચોકકસ તેના મુકામે સહીસલામત પહોંચી જશે. બસ આ જ તફાવત એ લોકો વચ્ચે પણ છે જેમાંથી એક પોતાની આંખો વડે પણ સૃષ્ટિમાં રહેલી હકીકતની નિશાનીઓનું અવલોકન કરે છે તથા ખુદાના મોકલેલાં માર્ગદર્શકોની વાત પણ સાંભળે છે, અને બીજો માણસ ન તો પોતાની માથાની આંખો ખુલ્લી રાખે છે કે ખુદાની નિશાનીઓ તેને દેખાય, અને ન તો પયગમ્બરોની વાતો જ સાંભળે છે. તો પછી આ કેવી રીતે શકય છે કે આ બન્નેના જીવનમાં બન્નેનું વર્તન એકસમાન હોય? અને છેવટે શા માટે તેમનાં અંજામમાં તફાવત ન હોય?

(૨૯) આ તબકકે સૂરઃ આ'રાફના ૮ મા રુકૂઅની નોંધોને નજર સામે રાખવામાં આવે તો વધુ યોગ્ય રહેશે.

(૩૦) આ એ જ વાત છે જે આ સૂરઃ ના આરંભમાં મુહમ્મદ સ.અ.વ. દ્વારા કહેવામાં આવી છે.

(૩૧) એ જ જહાલતભર્યો વાંધો જે મકકાના લોકો મુહમ્મદ સ.અ.વ. ની સામે રજૂ કરતા હતાં કે જે માણસ અમારા જ જેવો એક સામાન્ય મનુષ્ય છે, ખાય છે, પીએ છે, હરેફરે છે, સૂએ અને જાગે છે, બાલબચ્ચાં ધરાવે છે, ત્યારે અમે કેવી રીતે માની લઈએ કે તે ખુદા તરફથી પયગમ્બર નિમાઈને આવ્યો છે. (જુઓ, સૂરઃ યાસીન, નોંધ ક્રમાંક ૧૧).

وَ يٰقَوْمِ لَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مَالًا ؕ اِنْ اَجْرِىَ اِلَّا عَلَى اللّٰهِ وَ مَآ
اَنَا بِطَارِدِ الَّذِيْنَ اٰمَنُوْا ؕ اِنَّهُمْ مُّلٰقُوْا رَبِّهِمْ وَ لٰكِنِّىْٓ اَرٰىكُمْ قَوْمًا
تَجْهَلُوْنَ ﴿۲۹﴾ وَ يٰقَوْمِ مَنْ يَّنْصُرُنِىْ مِنَ اللّٰهِ اِنْ طَرَدْتُّهُمْ ؕ
اَفَلَا تَذَكَّرُوْنَ ﴿۳۰﴾ وَ لَآ اَقُوْلُ لَكُمْ عِنْدِىْ خَزَآئِنُ اللّٰهِ وَ لَآ
اَعْلَمُ الْغَيْبَ وَ لَآ اَقُوْلُ اِنِّىْ مَلَكٌ وَّ لَآ اَقُوْلُ لِلَّذِيْنَ

**અને હે મારી કોમના ભાઈઓ, હું આ કાર્ય માટે તમારી પાસેથી કોઈ વળતર માગતો નથી,[૩૫] મારું વળતર તો અલ્લાહના શિરે છે. અને હું એ લોકોને ધક્કા પણ મારવાનો નથી જેમણે મારી વાત માની છે, તેઓ તેમની મેળે જ તેમના માલિકની સમક્ષ જવાના છે.[૩૬] પરંતુ હું જોઉં છું કે તમે લોકો જહાલત આચરી રહ્યાં છો. અને હે કોમ, જો હું આ લોકોને ધુત્કારી કાઢું તો અલ્લાહની પકડથી મને કોણ બચાવવા આવશે ? અને તમારી સમજમાં શું આટલી વાત પણ આવતી નથી ? અને હું તમને નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખજાનાં છે, ન તો આ કહું છું કે હું ગેબી જ્ઞાન ધરાવું છું, ન તો મારો આ દાવો છે કે હું ફરિશ્તો છું,[૩૭] અને આ પણ હું કહી શકતો નથી કે જે લોકોને**

(૩૨) આ પણ એ જ વાત છે જે મકકાના આગેવાનો અને ઉચ્ચવર્ગના લોકો મુહમ્મદ સ.અ.વ. વિષે કહેતા હતાં કે આમની સાથે છે કોણ ? કાં તો થોડાક માથા ફરેલા છોકરાં છે જેમને દુનિયાનો કોઈ અનુભવ નથી અથવા થોડા ગુલામો અને નીચા વર્ગના લોકો છે જે બુદ્ધિ વગરના અને નબળી શ્રદ્ધા ધરાવતા હોય છે (જુઓ, સૂરઃ અન્આમ નોંધ ક્રમાંક, ૩૪ થી ૩૭, સૂરઃ યૂનુસ, નોંધ ક્રમાંક ૭૮).

(૩૩) એટલે કે આ જે તમે કહો છો કે અમારી ઉપર ખુદાની કૃપા છે અને તેની મહેરબાની છે અને એ લોકો ખુદાના પ્રકોપમાં સપડાયેલાં છે જેમણે અમારો માર્ગ અપનાવ્યો નથી તો આની કોઈ નિશાની અમને દેખાતી નથી. મહેરબાની જો હોય તો તે અમારી ઉપર છે કે અમે ધનદોલત અને નોકર-ચાકર ધરાવીએ છીએ અને દુનિયાનો એક હિસ્સો અમારી આગેવાની સ્વીકારી રહયું છે. તમે નાની હેસીયતના લોકો કઈ વસ્તુમાં અમારા કરતાં આગળ છો કે તમને ખુદાના પ્રિયપાત્ર માની લેવામાં આવે.

(૩૪) આ એ જ વાત છે જે હમણાં ગત રુકૂઅમાં મુહમ્મદ સ.અ.વ. પાસેથી કહેવડાવવામાં આવી છે કે પહેલાં હું પોતે સૃષ્ટિ અને જીવજગતમાં ખુદાની નિશાનીઓ જોઈને તૌહીદની હકીકત સુધી પહોંચી ગયો હતો, પછી ખુદાએ તેની કૃપા (એટલે કે વહી) વડે મને નવાજયો અને એ સચ્ચાઈઓનું પ્રત્યક્ષ જ્ઞાન મને એનાયત કરી દીધું જેના માટે મારું દિલ પહેલાંથી જ ગવાહી આપી રહયું હતું. આના ઉપરથી આ પણ જણાયું કે બધાં જ પયગમ્બરો નબી બનતાં પહેલાં તેમના મનોમંથન દ્વારા ઈમાનબિલગૈબ મેળવી લેતા હતાં. પછી અલ્લાહતઆલા

تَزْدَرِيٓ اَعْيُنُكُمْ لَنْ يُّؤْتِيَهُمُ اللّٰهُ خَيْرًا ؕ اَللّٰهُ اَعْلَمُ بِمَا فِيٓ
اَنْفُسِهِمْ ۚۖ اِنِّيٓ اِذًا لَّمِنَ الظّٰلِمِيْنَ ﴿۳۱﴾ قَالُوْا يٰنُوْحُ قَدْ جٰدَلْتَنَا
فَاَكْثَرْتَ جِدَالَنَا فَاْتِنَا بِمَا تَعِدُنَآ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿۳۲﴾
قَالَ اِنَّمَا يَاْتِيْكُمْ بِهِ اللّٰهُ اِنْ شَآءَ وَمَآ اَنْتُمْ بِمُعْجِزِيْنَ ﴿۳۳﴾ وَ
لَا يَنْفَعُكُمْ نُصْحِيٓ اِنْ اَرَدْتُّ اَنْ اَنْصَحَ لَكُمْ اِنْ كَانَ
اللّٰهُ يُرِيْدُ اَنْ يُّغْوِيَكُمْ ؕ هُوَ رَبُّكُمْ ۫ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿۳۴﴾ ؕ

**તમારી આંખો ધિક્કારની નજરે જુએ છે તેમને અલ્લાહે કોઈ ભલાઈ આપી નથી. તેમના મનની હાલત અલ્લાહ જ બહેતર જાણે છે. જો હું આવું કહું તો જાલિમ થઈશ.''**

**છેવટે એ લોકોએ કહ્યું કે ''હે નૂહ, તમે અમારી સાથે ઝઘડો કર્યો અને બહુ કરી લીધો. હવે તો બસ એ આપત્તિ લઈ આવો જેની તમે અમને ધમકી આપો છો જો સાચા છો.'' નૂહે જવાબ આપ્યો ''તે તો અલ્લાહ જ લાવશે, જો ચાહશે તો, અને તમે એટલું જોર ધરાવતાં નથી કે તેને અટકાવી દો. હવે જો હું તમારું થોડું ભલું ઈચ્છવા પણ માગુ તો મારી શુભેચ્છા તમને કોઈ લાભ આપી શકે તેમ નથી જ્યારે કે અલ્લાહે જ તમને ભટકાવી મૂકવાનો ઈરાદો કરી લીધો હોય,[૩૮] તે જ તમારો માલિક છે અને તેની જ તરફ તમારે પાછા ફરવાનું છે.''**

---

તેમને નબૂવ્વતનું પદ એનાયત કરતી વખતે તાદશ્ય ઈમાન (ઈમાનબિશ્શહાદહ) એનાયત કરતો હતો.

(૩૫) એટલે કે હું એક નિઃસ્વાર્થ ઉપદેશક છું. મારા કોઈ ફાયદા માટે નહીં પરંતુ તમારા જ ભલા માટે આ પરિશ્રમ અને તકલીફો સહન કરી રહયો છું. તમે કોઈ એવા વ્યક્તિગત લાભની તરફ આંગળી ચીંધી શકતાં નથી જે આ સાચા કામનો સંદેશ આપવામાં અને તેના માટે તનતોડ મહેનત કરવામાં તેમજ મુસીબતો સહન કરવામાં મારી સમક્ષ હોય. (જુઓ, સૂરઃ મુ'મિનૂન, નોંધ ક્રમાંક ૭૦, સૂરઃ યાસીન, નોંધ ક્રમાંક ૧૭, સૂરઃ શૂરા, નોંધ ક્રમાંક ૪૧).

(૩૬) એટલે કે તેમનું જે મૂલ્ય પણ છે તેની તેના માલિકને ખબર છે અને તેની સમક્ષ જઈને જ તે ખુલશે. જો આ કીંમતી હીરા છે તો મારા અને તમારા ફેંકી દેવાથી એ પથ્થર નહીં થઈ જાય, અને જો મૂલ્યહીન પથ્થરો જ છે તો તેના માલિકને અધિકાર છે કે તેમને જ્યાં ઈચ્છે ત્યાં ફેંકે. (જુઓ, સૂરઃ અન્આમ આયત પર, સૂરઃ કહફ, આયત-૨૮)

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ؕ قُلْ اِنِ افْتَرَيْتُهٗ فَعَلَىَّ اِجْرَامِىْ وَ اَنَا
بَرِىْٓءٌ مِّمَّا تُجْرِمُوْنَ ۝٣٥ ۧ وَ اُوْحِىَ اِلٰى نُوْحٍ اَنَّهٗ لَنْ يُّؤْمِنَ مِنْ
قَوْمِكَ اِلَّا مَنْ قَدْ اٰمَنَ فَلَا تَبْتَىِٕسْ بِمَا كَانُوْا يَفْعَلُوْنَ ۝٣٦ ۚۖ
وَ اصْنَعِ الْفُلْكَ بِاَعْيُنِنَا وَ وَحْيِنَا وَ لَا تُخَاطِبْنِىْ فِى الَّذِيْنَ ظَلَمُوْا ۚ



**હે મુહમ્મદ, શું આ લોકો કહે છે કે આ માણસે આ બધું જ જાતે ઉપજાવી કાઢ્યું છે ? આમને કહો ‘‘જો મેં આ જાતે ઘડી કાઢ્યું છે તો મારી ઉપર મારા આ ગુનાની જવાબદારી છે, અને જે ગુનો તમે કરી રહ્યાં છો તેની જવાબદારીમાંથી હું મુક્ત છું.’’[૩૯] (રુકૂઅ ૩)**

**નૂહ ઉપર વહી મોકલવામાં આવી કે તમારી કોમમાંથી જે લોકો ઈમાન લઈ આવ્યાં બસ તે લઈ આવ્યાં, હવે કોઈ માનવાનું નથી. તેમના કરતૂકો માટે દુખી થવાનું છોડો અને અમારી દેખરેખ હેઠળ અમારી વહી અનુસાર એક હોડી બનાવવાનું શરૂ કરી દો. અને જુઓ, જે લોકોએ જુલમ કર્યો છે તેમના માટે મને કોઈ ભલામણ ન કરતાં,**

---

(૩૭) આ એ વાતનો જવાબ છે જે વિરોધીઓએ કહી હતી કે અમને તો તમે બસ અમારા જેવા એક મનુષ્ય જ દેખાવ છો. આના માટે હઝરત નૂહ અ.સ.કહે છે કે હકીકતમાં હું એક મનુષ્ય જ છું, મેં મનુષ્ય સિવાય બીજું કંઈ હોવાનો દાવો કર્યો કયારે હતો કે તમે મારી સામે આ વાંધો ઊઠાવો છો. મારો દાવો જે છે તે ફકત આટલો જ છે કે ખુદાએ મને જ્ઞાન અને અમલનો સીધો માર્ગ દેખાડયો છે. તેની અજમાયશ તમે ઈચ્છો તેમ કરી લો પરંતુ આ દાવાની અજમાયશની આ રીત કેવી છે કે કયારેક તો તમે મારી પાસેથી ગેબની વાતો પૂછો છો, અને કયારેક એવી એવી વિચિત્ર માગણીઓ કરો છો કે જાણે ખુદાના ખજાનાઓની બધી જ ચાવીઓ મારી પાસે છે, અને કયારેક એ વાત સામે વાંધો ઊઠાવો છો કે હું મનુષ્યોની જેમ ખાઉં-પીવું છું અને હરૂંફરૂં છું જાણે કે મેં ફરિશ્તો હોવાનો દાવો કર્યો હતો. જે માણસે માન્યતાઓ, નીતિમત્તા અને સભ્યતામાં સાચી આગેવાનીનો દાવો કર્યો છે તેને આ વસ્તુઓ વિષે જે ચાહો તે પૂછો પરંતુ તમે તો વિચિત્ર માણસો છો કે જે આને પૂછો છો કે ફલાણા માણસની ભેંસ પાડો જણશે કે પાડી. જાણે કે માનવીય જીવન માટે નીતિમત્તા અને સભ્યતાના સાચા નિયમો જણાવવાનો કોઈ સંબંધ ભેંસના ગર્ભધારણ સાથે પણ છે! (જુઓ, સૂરઃ અન્આમ, નોંધ ક્રમાંક ૩૧ ૩૨).

(૩૮) એટલે કે જો અલ્લાહે તમારા હઠાગ્રહ, ઉપદ્રવ અને ભલાઈ પ્રત્યેની બેદરકારી જોઈને આ ફેંસલો કરી લીધો છે કે તમને સીધા માર્ગે ચાલવાની અનુકૂળતા પૂરી ન પાડે અને જે રસ્તાઓમાં તમે પોતે ભટકવા માગો છો તેમાં જ તમને ભટકાવી દે ત્યારે હવે તમારી ભલાઈ માટે મારો કોઈ પણ પ્રયાસ ઉપયોગી થઈ શકે નહીં.

(૩૯) વર્ણનશૈલી ઉપરથી આવું લાગે છે કે નબી સ.અ.વ.ના મુખેથી હઝરત નૂહ અ.સ.નો આ કિસ્સો સાંભળતી વખતે વિરોધીઓએ વાંધો ઉઠાવ્યો હશે કે મુહમ્મદ (સ.અ.વ.) આવા કિસ્સાઓ ઘડી કાઢીને

اِنَّهُمْ مُّغْرَقُوْنَ ﴿٣٧﴾ وَ يَصْنَعُ الْفُلْكَ ۖ وَ كُلَّمَا مَرَّ عَلَيْهِ
مَلَاٌ مِّنْ قَوْمِهٖ سَخِرُوْا مِنْهُ ؕ قَالَ اِنْ تَسْخَرُوْا مِنَّا فَاِنَّا
نَسْخَرُ مِنْكُمْ كَمَا تَسْخَرُوْنَ ﴿٣٨﴾ؕ فَسَوْفَ تَعْلَمُوْنَ ۙ مَنْ
يَّاْتِيْهِ عَذَابٌ يُّخْزِيْهِ وَ يَحِلُّ عَلَيْهِ عَذَابٌ مُّقِيْمٌ ﴿٣٩﴾

**આ બધાં જ હવે ગરકાવ થવાના છે.[૪૦]**

**નૂહ હોડી બનાવી રહ્યો હતો અને તેની કોમના આગેવાનોમાંથી જે કોઈ તેની પાસેથી પસાર થતો હતો તે તેની મજાક ઉડાવતો હતો. તેણે કહ્યું ‘‘જો તમે અમારી ઉપર હસો છો તો અમે પણ તમારી ઉપર હસી રહ્યાં છીએ. ટૂંક સમયમાં જ તમને પોતાને ખબર પડી જશે કે કોની ઉપર એ આફત આવે છે જે તેને ફજેત કરી દેશે અને કોની ઉપર એ આફત તૂટી પડે છે જે ટાળ્યે નહીં ટળે.’’[૪૧]**

એટલા માટે રજૂ કરે છે કે તેમને અમારી ઉપર લાગુ પાડે. જે પ્રહાર તે અમારી ઉપર સીધેસીધા કરવા નથી માગતો તેના માટે એક કિસ્સો ઘડી કાઢે છે અને આવી રીતે ‘‘બીજાના કિસ્સા’’ ના રૂપમાં અમારી ઉપર પ્રહાર કરે છે. એટલા માટે વાતને વચ્ચેથી કાપીને તેમના વાંધાનો જવાબ આ કથનમાં આપવામાં આવ્યો.

કિસ્સો આ છે કે હલકટ પ્રકારના લોકોના મગજ હંમેશાં વાતના ખરાબ પાસાની તરફ જતાં હોય છે અને ભલાઈમાં તેમને કોઈ રસ હોતો નથી કે જેથી વાતના સારા પાસા ઉપર તેમની નજર જઈ શકે. એક માણસે જો ડહાપણની વાત કહી છે અથવા તે તમને કોઈ લાભદાયી બોધ આપી રહયો છે અથવા તમારી કોઈ ભૂલ બદલ તમને ચેતવી રહયો છે તો તેનો લાભ લો અને પોતાની સુધારણા કરો. પરંતુ હલકટ માણસ હંમેશાં તેમાં બુરાઈનું એવું કોઈ પાસું શોધી કાઢશે જેનાથી ડહાપણ અને શિખામણ ઉપર પાણી ફેરવી દે અને પોતે તેની બુરાઈ ઉપર કાયમ રહે એટલું જ નહીં બલકે માનનારની ઉપર પણ ઊલટાની કોઈ બુરાઈ લગાડી દે. સારામાં સારી શિખામણને પણ નક્કામી બનાવી શકાય છે જો સાંભળનાર તેને શુભેચ્છાને બદલે ‘‘પ્રહાર’’ના અર્થમાં લઈ લે અને તેનું મગજ તેની ભૂલનો અહેસાસ કરવા અને સમજવાને બદલે ખોટું લગાડવાની તરફ જવા માંડે. બીજું, આ પ્રકારના લોકો હંમેશાં તેમની વિચારસરણીનો આધાર એક પાયાની ગેરસમજ ઉપર રાખે છે. જે વાત માટે સાચી હકીકત હોવાની તેમજ એક બનાવટી વાર્તા હોવાની સમાન શકયતા હોય, પરંતુ તે બરાબર તમારી હાલત ઉપર બંધબેસતી હોય અને તેમાં તમારી કોઈ ભૂલ તરફ આંગળી ચીંધવામાં આવતી હોય ત્યારે તમે બુદ્ધિશાળી માણસ ગણાશો જો તમે તેને એક સાચી હકીકત માનીને તેના બોધદાયક પાસામાંથી ફાયદો ઉઠાવો, અને ફકત એક ગેરસમજ ધરાવતા અને વક્રદષ્ટા હશો જો કોઈ પણ પુરાવા વિના આ આક્ષેપ મૂકી દો કે કહેનારે ફકત અમારી ઉપર બંધ બેસાડવા માટે આ કિસ્સો ઘડી કાઢયો છે. એટલા માટે જ આ કહેવામાં આવ્યું કે જો આ વાર્તા મેં ઘડેલી છે તો મારા અપરાધ બદલ હું જવાબદાર છું, પરંતુ જે ગુનો તમે આચરી રહયાં છો તે તો તેની જગ્યાએ કાયમ છે અને તેની જવાબદારી બદલ તમે જ પકડવામાં આવશો, નહીં કે હું.

حَتّٰٓى اِذَا جَآءَ اَمْرُنَا وَ فَارَ التَّنُّوْرُ ۙ قُلْنَا احْمِلْ فِيْهَا مِنْ كُلٍّ زَوْجَيْنِ
اثْنَيْنِ وَ اَهْلَكَ اِلَّا مَنْ سَبَقَ عَلَيْهِ الْقَوْلُ وَ مَنْ اٰمَنَ ؕ وَ مَآ اٰمَنَ

**એટલે સુધી કે જ્યારે અમારો હુકમ આવી ગયો અને તે ભઠ્ઠી ઊભરાઈ[૪૨] ગઈ ત્યારે અમે કહ્યું "દરેક પ્રજાતિના જનાવરોની એક એક જોડ હોડીમાં રાખી લો, તમારા ઘરના લોકોને પણ — એ લોકો સિવાય જેમની ઓળખ પહેલાં કરી દેવામાં આવેલી છે[૪૩] — આમાં સવાર કરાવી દો અને એ લોકોને પણ બેસાડી લો જે ઈમાન લાવ્યાં છે.[૪૪]" અને થોડાં જ**

(૪૦) આના ઉપરથી જણાયું કે જયારે નબીનો સંદેશ કોઈ કોમની પાસે પહોંચી જાય ત્યારે તેને ફકત ત્યાં જ સુધી મહેતલ મળે છે જયાં સુધી તેમાં થોડાક પણ ભલા માણસો નીકળી આવવાની શકયતા હોય. પરંતુ જયારે તેના સદાચારી તત્ત્વો બધાં જ નીકળી જાય છે, અને તે માત્ર બગડેલાં તત્ત્વોનો સમૂહ બનીને રહી જાય ત્યારે અલ્લાહ તે કોમને ફરીથી કોઈ મહેતલ આપતો નથી અને તેની કૃપાનો તકાદો આ જ હોય છે કે સડેલાં ફળોની આ ટોપલીને દૂર ફેંકી દેવામાં આવે કે જેથી તે સારા ફળોને પણ ખરાબ કરી ન દે. પછી તેની ઉપર દયા ખાવવી સમસ્ત દુનિયા સાથે અને આવનારી પેઢીઓ સાથે નિર્દયતા છે.

(૪૧) આ એક વિચિત્ર મામલો છે જેની ઉપર વિચાર કરવાથી જણાય છે કે માનવી દુનિયાના બાહ્ય સ્વરૂપથી કેટલી હદે ભરમાઈ જાય છે. જયારે નૂહ અ.સ. સમુદ્રથી ઘણે દૂર ભૂમિ ઉપર તેમની હોડી બનાવી રહ્યાં હશે ત્યારે હકીકતમાં લોકોને આ એક ખૂબ જ હાસ્યાસ્પદ કૃત્ય લાગતું હશે અને તેઓ હસી હસીને કહેતાં હશે કે ડોસાની દીવાનગી છેવટે અહીં સુધી પહોંચી ગઈ કે હવે તે રેતીમાં વહાણ ચલાવશે. એ વખતે કોઈને કલ્પના સુદ્ધાં આવી શકી નહીં હોય કે થોડા જ દિવસ પછી ખરેખર અહીં હોડી ચાલશે. તેઓ આ કૃત્યને નૂહ અ.સ.ના મગજની ખામીનો એક સ્પષ્ટ પુરાવો ગણતાં હશે અને એકબીજાને કહેતાં હશે કે જો પહેલાં તમને આ માણસના પાગલપણામાં કોઈ શંકા હતી તો લો હવે તમારી સગી આંખે જોઈ લો કે આ કેવી હરકત કરી રહયો છે. પરંતુ જે માણસ હકીકતનું જ્ઞાન ધરાવતો હતો અને જેને ખબર હતી કે કાલે અહીં હોડીની શું જરૂર પડવાની છે, તેને આ લોકોના અજ્ઞાન અને અજાણપણા ઉપર તેમજ તેમની મૂર્ખાઈભરી શાંતિ ઉપર ઊલટાનું હસવું આવતું હશે અને તે કહેતો હશે કે કેવા મૂર્ખ લોકો છે કે આફત તેમના માથે તોળાઈ રહી છે, હું તેમને ચેતવી ચુકયો છું કે તે હમણાં આવી જ રહી છે અને તેમની આંખોની સામે તેનાથી બચવાની તૈયારી પણ કરી રહ્યો છું, પરંતુ આ લોકો શાંતિથી બેઠાં છે અને ઊલટાના મને ગાંડો માની રહ્યાં છે. આ મામલાને જો વિસ્તારીને જોવામાં આવે તો જણાશે કે દુનિયાના બાહ્ય અને અનુભવી શકાય તેવા પાસાની દૃષ્ટિએ બુદ્ધિ અને મૂર્ખાઈનું જે માપદંડ નિર્ધારિત કરવામાં આવે છે તે એ માપદંડ કરતાં કેટલી હદે ભિન્ન હોય છે જે હકીકતના જ્ઞાનની રીતે નક્કી થાય છે. બાહ્ય દૃષ્ટિથી જોનાર માણસ જે વસ્તુને ખૂબ જ અક્કલમંદી માને છે તે સત્ય પિછાણનાર માણસની નજરમાં તદ્દન મૂર્ખતા હોય છે, અને બાહ્ય દૃષ્ટિ ધરાવનાર માણસની નજીક જે વસ્તુ સાવ નક્કામી, તદ્દન પાગલપણું અને સાવ હાસ્યાસ્પદ હોય છે, સત્ય પિછાણનાર માટે એ જ વસ્તુ પૂર્ણ અક્કલમંદી, પૂર્ણ ગંભીરતા અને બરાબર બુદ્ધિનો તકાદો હોય છે.

(૪૨) આના વિષે તફસીરકર્તાઓના વિવિધ કથનો છે. પરંતુ અમારી દૃષ્ટિએ સાચું આ જ છે જે કુર્આનના સ્પષ્ટ શબ્દો વડે સમજમાં આવે છે કે પ્રલયની શરૂઆત એક ખાસ તંદૂર (ભઠ્ઠી)થી થઈ જેની નીચેથી

مَعَهٗۤ اِلَّا قَلِيۡلٌ ﴿۴۰﴾ وَقَالَ ارۡكَبُوۡا فِيۡهَا بِسۡمِ اللّٰهِ مَجۡرٖٮهَا وَمُرۡسٰٮهَا ؕ
اِنَّ رَبِّىۡ لَغَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿۴۱﴾ وَهِىَ تَجۡرِىۡ بِهِمۡ فِىۡ مَوۡجٍ كَالۡجِبَالِ ۚ
وَنَادٰى نُوۡحُ ۨابۡنَهٗ وَكَانَ فِىۡ مَعۡزِلٍ يّٰبُنَىَّ ارۡكَبْ مَّعَنَا وَلَا تَكُنۡ
مَّعَ الۡكٰفِرِيۡنَ ﴿۴۲﴾ قَالَ سَاٰوِىۡۤ اِلٰى جَبَلٍ يَّعۡصِمُنِىۡ مِنَ الۡمَآءِ ؕ

**લોકો હતાં જે નૂહ સાથે ઈમાન લાવ્યા હતાં. નૂહે કહ્યું ''સવાર થઈ જાઓ આમાં, આનું ચાલવું પણ અને થોભવું પણ અલ્લાહના નામે છે, મારો માલિક મોટો દરગુજર કરનાર અને દયાળુ[૪૫] છે.''**

**હોડી આ લોકોને લઈને ચાલી રહી હતી અને એક એક મોજું પર્વતની જેમ ઊઠી રહ્યું હતું. નૂહનો પુત્ર દૂર અંતરે હતો. નૂહે સાદ પાડીને કહ્યું ''બેટા, અમારી સાથે સવાઈ થઈ જા, કાફિરોની સાથે ન રહે.'' તેણે સામેથી જવાબ આપ્યો ''હું હમણાં જ એક પર્વત ઉપર ચઢી જવાનો છું જે મને પાણીથી બચાવી લેશે.''**

પાણીનું ઝરણું ફૂટી નીકળ્યું, પછી એક તરફ આકાશમાંથી મૂશળધાર વરસાદ શરૂ થઈ ગયો અને બીજી તરફ ધરતીમાં ઠેરઠેર ઝરણાં ફૂટવા લાગ્યાં. અહીં માત્ર તંદૂરના ઊભરાઈ જવાનો ઉલ્લેખ છે અને આગળ જતાં વરસાદની તરફ પણ નિર્દેશ કરવામાં આવ્યો છે. પરંતુ સૂરઃ કમરમાં આની વિગતો આપવામાં આવી છે. فَفَتَحۡنَاۤ اَبۡوَابَ السَّمَآءِ بِمَآءٍ مُّنۡهَمِرٍ ﴿۱۱﴾ وَّفَجَّرۡنَا الۡاَرۡضَ عُيُوۡنًا فَالۡتَقَى الۡمَآءُ عَلٰٓى اَمۡرٍ قَدۡ قُدِرَ ﴿۱۲﴾ ''અમે આકાશના દરવાજાં ખોલી દીધાં જેમાંથી સતત વરસાદ વરસવા લાગ્યો અને ધરતીને ફાડી નાખી કે જેથી ચારેય તરફ ઝરણાં ફૂટી નીકળ્યાં અને આ બન્ને પ્રકારના પાણી એ કામને પૂરૂં કરવા માટે ભેગા મળી ગયાં જે નિશ્ચિત કરવામાં આવેલું હતું.'' આ ઉપરાંત, તંદૂર શબ્દ ઉપર ال અલિફ લામ જોડવાથી આ જાહેર થાય છે કે અલ્લાહતઆલાએ એક ખાસ તંદૂરને આ કામના આરંભ માટે નક્કી કરી દીધું હતું જે સંકેત મળતાં જ બરાબર એ જ વખતે ઊભરાઈ ગયું અને પાછળથી પ્રલયવાળા તંદૂરના નામે જાણીતું થઈ ગયું. સૂરઃ મુ'મિનૂનની આયત ૨૭માં સ્પષ્ટતા છે કે આ તંદૂરને પહેલાંથી નક્કી કરી દેવામાં આવ્યું હતું.

(૪૩) એટલે કે તમારા ઘરના જે લોકો વિષે અગાઉ જણાવી દેવામાં આવ્યું છે કે તેઓ કાફિર છે અને અલ્લાહતઆલાની કૃપાને પાત્ર નથી તેમને વહાણમાં ન બેસાડો. લગભગ આવા બે જ માણસો હતાં, એક હઝરત નૂહ અ.સ.નો પુત્ર જેના ડૂબી જવાનો હવે ઉલ્લેખ આવે છે, બીજી નૂહ અ.સ.ની પત્ની જેનો ઉલ્લેખ સૂરઃતહ્રીમમાં કરવામાં આવ્યો છે. શકય છે કે પરિવારના બીજા માણસો પણ હોય પરંતુ કુર્આનમાં તેમનો ઉલ્લેખ નથી.

(૪૪) આના દ્વારા એ ઇતિહાસકારો અને માનવવંશાવળીના જાણકારોના દૃષ્ટિકોણનું ખંડન થાય છે જે સમગ્ર માનવવંશોનો વંશવેલો હઝરત નૂહ અ.સ.ના ત્રણ પુત્રો સુધી પહોંચાડે છે. હકીકતમાં ઇસ્રાઈલી રિવાયતોએ આ ગેરસમજ ફેલાવી દીધી છે કે આ પ્રલયમાંથી હઝરત નૂહ અ.સ. અને તેમનાં ત્રણ પુત્રો અને તેમની પત્નીઓ સિવાય કોઈ બચ્યું ન હતું. (જુઓ, બાઈબલનું પુસ્તક ''ઉત્પત્તિ'' ૬:૧૮, ૭:૭, ૯:૧ અને

સૂરઃ હૂદ
પા. ૩૪૦ - ૩૪૧

તફહીમુલકુર્આન ૨

# નૂહની કોમનો પ્રદેશ અને જૂદી પર્વત



قَالَ لَا عَاصِمَ الْيَوْمَ مِنْ أَمْرِ اللَّهِ إِلَّا مَنْ رَّحِمَ ۚ وَحَالَ بَيْنَهُمَا الْمَوْجُ فَكَانَ مِنَ الْمُغْرَقِينَ ﴿٤٣﴾ وَقِيلَ يَا أَرْضُ ابْلَعِي مَآءَكِ وَيَسَمَآءُ أَقْلِعِي وَغِيضَ الْمَآءُ وَقُضِيَ الْأَمْرُ وَاسْتَوَتْ عَلَى الْجُودِيِّ وَقِيلَ بُعْدًا لِّلْقَوْمِ الظَّالِمِينَ ﴿٤٤﴾

**નૂહે કહ્યું ''આજે કોઈ વસ્તુ અલ્લાહના હુકમથી બચાવનાર નથી સિવાય કે અલ્લાહ જ કોઈની ઉપર દયા કરે.'' એટલામાં એક મોજું બન્નેની વચ્ચે આવી ગયું અને તે પણ ડૂબનારાઓમાં સામેલ થઈ ગયો.**

**હુકમ થયો ''હે ધરતી, તારૂં સમગ્ર પાણી ગળી જા અને હે આકાશ, થંભી જા.'' આમ પાણી ધરતીમાં ઊતરી ગયું, ફેંસલો કરી નાખવામાં આવ્યો, હોડી જૂદી[૪૬] ઉપર રોકાઈ ગઈ, અને કહી દેવામાં આવ્યું કે દૂર થઈ જુલમીઓની કોમ !**

---

૯:૧૯). પરંતુ કુર્આન અનેક જગ્યાએ આની સ્પષ્ટતા કરે છે કે હઝરત નૂહ અ.સ.ના પરિવાર ઉપરાંત તેમની કોમની એક મોટી સંખ્યાને પણ, જો કે તે જૂજ હતી, અલ્લાહએ પ્રલયમાંથી બચાવી લીધી હતી. આ ઉપરાંત, કુર્આન પછીના માનવવંશોને ફકત નૂહ અ.સ.ની સંતાન નહીં બલકે એ તમામ લોકોની સંતાન ઠરાવે છે જેમને અલ્લાહતઆલાએ તેમની સાથે હોડીમાં બેસાડયા હતાં. ذُرِّيَّةَ مَنْ حَمَلْنَا مَعَ نُوحٍ (બનીઇસ્રાઈલ, આયત ૩) અને مِن ذُرِّيَّةِ آدَمَ وَمِمَّنْ حَمَلْنَا مَعَ نُوحٍ (સૂરઃ મર્યમ, આયત ૫૮)

(૪૫) આ છે અસલ મોમિનનું વર્તન ! તે ભૌતિક જગતમાં કુદરતના નિયમોને અનુરૂપ બધી જ રીતો એવી રીતે અપનાવે છે જેવી રીતે દુનિયાના લોકો અપનાવે છે પરંતુ તેનો ભરોસો એ રીતો ઉપર નહીં બલકે અલ્લાહ ઉપર હોય છે અને તે સારી રીતે સમજે છે કે તેની કોઈ રીત ન તો યોગ્ય રીતે શરૂ થઈ શકે છે, ન તો યોગ્ય રીતે ચાલી શકે છે અને ન તો અંતિમ લક્ષ્ય સુધી પહોંચી શકે છે જયાં સુધી અલ્લાહતઆલાની કૃપા અને દયા સાથે ન હોય.

(૪૬) જૂદી પર્વત કુર્દિસ્તાન વિસ્તારમાં ઈબ્નેઉમર ટાપુના ઉત્તર-પૂર્વ તરફ આવેલું છે. બાઇબલમાં આ હોડીના થોભવાની જગ્યા અરારાત જણાવવામાં આવી છે જે આર્મેનિયાના એક પર્વતનું નામ પણ છે અને એક પર્વતમાળાનું પણ. પર્વતમાળાના અર્થમાં જેને અરારાત કહેવામાં આવે છે તે આર્મેનિયાના ઉચ્ચ પ્રદેશથી શરૂ થઈને દક્ષિણમાં કુર્દિસ્તાન સુધી જાય છે અને જૂદી પર્વત આ જ પર્વતમાળાનો એક પર્વત છે જે આજે પણ જૂદીના નામથી જ પ્રખ્યાત છે. પ્રાચીન ઈતિહાસોમાં હોડીના થોભવાની આ જ જગ્યા જણાવવામાં આવી છે. એટલા માટે મસીહ અ.સ.ના ૨૫૦ વર્ષ પહેલાં બાબિલના (બેબીલોન) એક ધાર્મિક આગેવાન બેરાસુસે (Berasus) પ્રાચીન કુલદાની રિવાયતોના આધારે તેના દેશનો જે ઈતિહાસ લખ્યો છે તેમાં એ નૂહની હોડીની થોભવાની જગ્યા જૂદી જ બતાવે છે. એરીસ્ટોટલનો શિષ્ય એબીડેનુસ (Abydenus) પણ તેના ઈતિહાસમાં આ વાતને સમર્થન આપે છે. આ ઉપરાંત તે તેના જમાનાનો અહેવાલ વર્ણવે છે કે ઈરાકમાં ઘણાં લોકોની પાસે આ હોડીના ટુકડાં સુરક્ષિત છે જેમને તેઓ ઘોળીને રોગીઓને પીવડાવે છે.

وَنَادَىٰ نُوحٌ رَّبَّهُ فَقَالَ رَبِّ إِنَّ ابْنِي مِنْ أَهْلِي وَإِنَّ وَعْدَكَ
الْحَقُّ وَأَنتَ أَحْكَمُ الْحَاكِمِينَ ﴿٤٥﴾ قَالَ يَا نُوحُ إِنَّهُ لَيْسَ مِنْ
أَهْلِكَ ۖ إِنَّهُ عَمَلٌ غَيْرُ صَالِحٍ ۖ فَلَا تَسْأَلْنِ مَا لَيْسَ لَكَ

**નૂહે તેના માલિકને પોકાર્યો. કહ્યું "હે માલિક, મારો પુત્ર મારા પરિવારમાંથી છે અને તારો વાયદો સાચો છે[૪૭] અને તું સૌ હાકેમોથી મોટો અને બહેતર હાકેમ છે."[૪૮] જવાબમાં કહેવામાં આવ્યું "હે નૂહ, તે તારા પરિવારના લોકોમાંથી નથી, તે તો એક બગડેલું કામ છે,[૪૯] તેથી તું એ વાતની મારી સમક્ષ વિનંતી ન કર જેની હકીકત**

આ પ્રલયકારી તોફાન કે જેનો અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, વિશ્વવ્યાપી હતો અથવા એ આ ખાસ વિસ્તારમાં આવ્યો હતો જ્યાં હઝરત નૂહ અ.સ.ની કોમ વસતી હતી ? આ એક એવો સવાલ છે જેનો ફેંસલો આજ સુધી થયો નથી. ઇસ્રાઈલી રિવાયતોના આધારે સામાન્ય રીતે એવો ખ્યાલ પ્રવર્તે છે કે આ તોફાન સમગ્ર પૃથ્વી પર આવ્યો હતો. ("ઉત્પત્તિ" ૭:૧૮-૨૪). પરંતુ કુર્આનમાં આ વાત કયાંય કહેવામાં આવી નથી. કુર્આનના ઇશારાઓ ઉપરથી એટલું તો જરૂર જણાય છે કે પાછળની માનવપેઢીઓ એ જ લોકોની સંતાન છે જેમને નૂહના તોફાનમાંથી બચાવી લેવામાં આવ્યા હતાં, પરંતુ આના ઉપરથી આ માની લેવું જરૂરી નથી કે તોફાન સમસ્ત પૃથ્વી પર આવ્યું હશે, કેમ કે આ વાત આ રીતે પણ સાચી હોઈ શકે કે એ સમય સુધી મનુષ્યની વસ્તી આ જ ભાગ પૂરતી સીમિત રહી હોય જ્યાં તોફાન આવ્યું હતું, અને તોફાન પછી જે પેઢીઓ જન્મી હોય તે ધીમે ધીમે તબક્કાવાર સમસ્ત દુનિયામાં ફેલાઈ ગઈ હોય. આ મંતવ્યને સમર્થન બે વસ્તુઓમાંથી મળે છે. એક આ કે, તાઇગ્રીસ અને યૂફ્રેટિસની ભૂમિમાં તો એક પ્રચંડ તોફાનનો પુરાવો ઐતિહાસિક રિવાયતો માંથી, પુરાતત્ત્વના અવશેષોમાંથી અને પૃથ્વીના પડો ઉપરથી મળે છે, પરંતુ ધરતીના તમામ પ્રદેશોમાં આવો કોઈ પુરાવો મળતો નથી જેના ઉપરથી એક વિશ્વવ્યાપી તોફાનનો વિશ્વાસ કરી શકાય. બીજું આ કે પૃથ્વી ઉપરની મોટા ભાગની કોમોમાં એક મહાપ્રલયની રિવાયતો પ્રાચીન સમયથી પ્રચલિત છે, એટલે સુધી કે ઓસ્ટ્રેલિયા, અમેરિકા અને ન્યુગીની જેવાં દૂર દૂરના વિસ્તારોના પ્રાચીન વર્ણનોમાં પણ આનો ઉલ્લેખ જોવા મળે છે. આના ઉપરથી એવું તારણ કાઢી શકાય કે કોઈ જમાનામાં આ બધી જ કોમોના પુરોગામીઓ એક જ વિસ્તારમાં વસતાં હશે જ્યાં આ તોફાન આવ્યું હતું, અને પછી જયારે તેમનો વંશ ધરતીના વિવિધ ભાગોમાં ફેલાઇ ગયો ત્યારે આ રિવાયતો તેમની સાથે ગઈ. (જુઓ સૂરઃ આ'રાફ, નોંધ ક્રમાંક ૪૭).

(૪૭) એટલે તેં વાયદો કર્યો હતો કે મારા કુટુંબીજનોને આ વિનાશમાંથી બચાવી લેશે, તો મારો પુત્ર પણ મારા પરિવારમાંથી જ છે, એટલા માટે તેને પણ બચાવી લે.

(૪૮) એટલે કે તારો ફેંસલો જ અંતિમ ફેંસલો છે જેની ઉપર કોઈ અપીલ નથી. અને તું જે પણ ફેંસલો કરે છે તદ્દન જ્ઞાન અને પૂર્ણ ન્યાયસાથે કરે છે.

(૪૯) આ આવું જ છે જેમ કે કોઈ માણસના શરીરનું એક અંગ સડી ગયું હોય અને દાકતરે તેને કાપીને

بِهٖ عِلْمٌ ؕ اِنِّیْۤ اَعِظُكَ اَنْ تَكُوْنَ مِنَ الْجٰهِلِیْنَ ۝۴۶ قَالَ

**તું નથી જાણતો, હું તને શિખામણ આપું છું કે તારી જાતને જાહિલ લોકો જેવી ન બનાવી લે.''[૫૦] નૂહે તરત જ અરજ કરી**

ફેંકી દેવાનો ફેંસલો કર્યો હોય. હવે એ રોગી દાતકરને કહે છે કે આ તો મારા શરીરનો એક ભાગ છે, તેને કેમ કાપો છો? અને દાકતર તેના જવાબમાં કહે છે કે, આ તમારા શરીરનો ભાગ નથી કારણ કે તે સડી ગયો છે. આ જવાબનો અર્થ આ નહીં થાય કે હકીકતમાં એ સડેલું અંગ શરીર સાથે કોઈ સંબંધ ધરાવતું નથી બલકે આનો અર્થ ખરેખર આ થશે કે તમારા શરીર માટે જે અંગો જરૂરી છે તે સ્વસ્થ અને ઉપયોગી અંગો છે નહીં કે સડેલાં અંગો જે પોતે પણ કોઈ કામનાં ન હોય અને બાકીના શરીરને પણ બગાડનારાં હોય. એટલા માટે જે અંગ સડી ગયું છે તે હવે એ હેતુ માટે તમારા શરીરનો એક ભાગ રહયો નથી જેના માટે શરીરના અંગોનો સંબંધ જરૂરી હોય છે. બિલકુલ આવી જ રીતે એક સદાચારી પિતાને આ કહેવું કે આ પુત્ર તમારા પરિવારજનોમાંથી નથી કેમ કે નીતિમત્તા અને આચરણની દૃષ્ટિએ તે બગડી ગયેલો છે, આનો અર્થ આ નથી કે તેના પુત્ર હોવાની વાતનો ઈનકાર કરવામાં આવી રહ્યો છે, પરંતુ આનો અર્થ માત્ર આ જ છે કે આ બગડેલો માણસ તમારા સદાચારી પરિવારનો સભ્ય નથી. તે તમારા વંશીય કુટુંબનો એક સભ્ય ભલે હોય પરંતુ તમારા નૈતિક પરિવાર સાથે તેનો કોઈ સંબંધ નથી. અને આજે જે ફેંસલો કરવામાં આવી રહયો છે તે વંશીય અથવા કોમી ઝગડાનો નથી કે એક વંશના લોકોને બચાવી લેવામાં આવે અને બીજા વંશના લોકોનો નાશ કરી દેવામાં આવે, બલકે આ કુફ્ર અને ઈમાનના ઝગડાનો ફેંસલો છે જેમાં ફકત સદાચારી લોકોને બચાવવામાં આવશે અને બગડેલા લોકોનો નાશ કરી દેવામાં આવશે.

પુત્રને બગડેલું કામ કહીને બીજી એક મહત્ત્વની હકીકત તરફ પણ ધ્યાન દોરવામાં આવ્યું છે. બાહ્ય દૃષ્ટિથી જોતો માણસ સંતાનને માત્ર એટલા માટે ઉછેરે છે અને તેને ચાહે છે કે તે તેનું લોહી છે અથવા તેના પેટે જન્મેલી છે, ભલે પછી તે સદાચારી હોય કે દુરાચારી. પરંતુ મોમિનની નજર તો હકીકત ઉપર હોવી જોઈએ. તેણે તો સંતાનને એ દૃષ્ટિએ જોવી જોઈએ કે આ કેટલાક માણસો છે જેમને અલ્લાહતઆલાએ કુદરતી રીતે મને સોંપ્યાં છે કે જેથી તેમને ઊછેરીને અને કેળવણી આપીને એ હેતુ માટે તૈયાર કરૂં કે જેના માટે અલ્લાહે દુનિયામાં મનુષ્યને પેદા કર્યો છે. હવે જો તેના બધાં જ પ્રયાસો અને મહેનતો છતાં કોઈ માણસ, કે જે તેના ઘરમાં જન્મ્યો હતો, આ હેતુ માટે તૈયાર ન થઈ શકયો અને તેના એ માલિકનો જ વફાદાર સેવક ન બન્યો જેણે તેને મોમિન પિતાના હવાલે મૂકયો હતો તો તે પિતાએ એમ માનવું જોઈએ કે તેની બધી મહેનત અને પ્રયત્ન નક્કામા ગયાં, ત્યાર પછી કોઈ કારણ નથી કે આવી સંતાનની સાથે તેનો કોઈ દિલનો લગાવ હોય.

પછી જયારે આ મામલો સંતાન જેવી સૌથી પ્રિય વસ્તુ સાથે છે ત્યારે બીજા સગાસંબંધીઓ વિષે એક મોમિનનું દૃષ્ટિકોણ શું હોઈ શકે તે સ્પષ્ટ છે. ઈમાન એક વૈચારિક અને નૈતિક ગુણ છે. મોમિન આ જ ગુણના કારણે મોમિન કહેવાય છે. બીજા માણસોની સાથે મોમિન હોવાની હેસિયતથી તેનો કોઈ સંબંધ નૈતિક અને ઈમાની સંબંધ સિવાય નથી. શારીરિક દૃષ્ટિએ સગાવહાલાં જો આ ગુણમાં તેની સાથે સામેલ હોય તો ચોક્કસ તેઓ તેના સગાં છે, પરંતુ જો તેમની અંદર આ ગુણ ન હોય તો મોમિન માત્ર શારીરિક સંબંધોની સીમા સુધી તેમની સાથે સંબંધ રાખશે, તેનો દિલી અને આત્મિક સંબંધ તેમની સાથે હોઈ ન શકે. અને જો ઈમાન અને કુફ્રના ઝગડામાં તેઓ મોમિનની સામે પડે તો તેના માટે તે અજાણ્યા કાફિર સમાન હશે.

رَبِّ اِنِّیۡۤ اَعُوۡذُ بِكَ اَنۡ اَسۡـَٔلَكَ مَا لَـيۡسَ لِىۡ بِهٖ عِلۡمٌ ؕ وَاِلَّا
تَغۡفِرۡ لِىۡ وَتَرۡحَمۡنِىۡۤ اَكُنۡ مِّنَ الۡخٰسِرِيۡنَ ﴿۴۷﴾ قِيۡلَ يٰـنُوۡحُ اهۡبِطۡ بِسَلٰمٍ
مِّنَّا وَبَرَكٰتٍ عَلَيۡكَ وَعَلٰٓى اُمَمٍ مِّمَّنۡ مَّعَكَ ؕ وَاُمَمٌ سَنُمَتِّعُهُمۡ
ثُمَّ يَمَسُّهُمۡ مِّنَّا عَذَابٌ اَلِيۡمٌ ﴿۴۸﴾ تِلۡكَ مِنۡ اَنۡۢـبَآءِ الۡغَيۡبِ
نُوۡحِيۡهَاۤ اِلَيۡكَ ۚ مَا كُنۡتَ تَعۡلَمُهَاۤ اَنۡتَ وَلَا قَوۡمُكَ مِنۡ

**"હે મારા માલિક, હું તારું રક્ષણ માગુ છું આનાથી એ વસ્તુ તારી પાસે માગુ જેનું મને જ્ઞાન નથી. જો તેં મને માફ ન કર્યો અને દયા ન કરી તો હું બરબાદ થઈ જઈશ."[૫૧]**

**હુકમ થયો "હે નૂહ ઊતરી જા,[૫૨] અમારા તરફથી સલામતી અને બરકતો છે તારી ઉપર તથા એ જૂથો ઉપર જે તારી સાથે છે, અને કેટલાક જૂથો એવાં પણ છે જેમને અમે નિશ્ચિત સમય સુધી જીવનસામગ્રી આપીશું પછી તેમની ઉપર અમારા તરફથી પીડાકારી આફત પહોંચશે."**

**હે મુહમ્મદ, આ ગેબની ખબરો છે જે અમે તમારી તરફ વહી કરી રહ્યાં છીએ. આ અગાઉ ન તો તમે તેમને જાણતા હતાં**

(૫૦) આ કથનને જોઈને કોઈ માણસ આ અનુમાન ન કરે કે હઝરત નૂહ અ.સ.માં ઈમાનના હાર્દની કમી હતી અથવા તેમના ઈમાનમાં અજ્ઞાનનો કોઈ અંશ હતો. અસલ વાત આ છે કે નબીઓ પણ માણસો જ હોય છે, અને કોઈ પણ માણસ એટલો સમર્થ હોતો નથી કે હંમેશાં એ ઉચ્ચતમ માપદંડના શિખર ઉપર કાયમ રહે જે મોમિન માટે નકકી કરવામાં આવ્યો છે. ઘણી વખત કોઈ નાજુક માનસિક પ્રસંગે નબી જેવો ઉચ્ચ અને શ્રેષ્ઠ માણસ પણ થોડીવાર માટે પોતાની માનવસહજ નબળાઈ હેઠળ આવી જાય છે. પરંતુ જેવું તેને આ વાતનું ભાન થાય છે, અથવા અલ્લાહતઆલા તરફથી ધ્યાન દોરવામાં આવે છે કે તેનું આ પગલું નક્કી કરેલા ધોરણથી નીચે જઈ રહયું છે ત્યારે તે તરત જ તોબા કરે છે અને પોતાની ભૂલને સુધારી લેવામાં એક ક્ષણની પણ વાર લગાડતો નથી. હઝરત નૂહ અ.સ.ની નૈતિક ઉચ્ચતાનો આના કરતાં વધારે મોટો પુરાવો બીજો કયો હોઈ શકે કે હમણાં જ જે યુવાન પુત્ર તેની આંખોની સામે ડૂબી ગયો છે અને તેના દશ્યથી તેનું હૃદય દ્રવી ઊઠયું છે પણ જયારે અલ્લાહતઆલા તેને ચેતવે છે કે જે પુત્રે સત્યને છોડીને અસત્યનો સાથ આપ્યો તેને માત્ર એટલા જ માટે પોતાનો માનવો કે તે તારા નુત્ફા-વીર્ય-માંથી જન્મ્યો છે ફકત એક અજ્ઞાનની લાગણી છે ત્યારે તે તરત જ પોતાના હૃદયના ઘાની અવગણના કરીને એ વિચારશૈલી તરફ પાછા આવી જાય છે જે ઈસ્લામનો તકાદો છે.

(૫૧) નૂહ અ.સ.ના પુત્રનો આ કિસ્સો વર્ણવીને અલ્લાહતઆલાએ ખૂબ જ અસરકારક રીતે આ જણાવ્યું છે કે તેનો ન્યાય કેટલો નિષ્પક્ષ અને તેનો નિર્ણય કેવો સચોટ હોય છે. મક્કાના મુશ્રિકો એમ માનતા




قَبۡلِ هٰذَا ؕۛ فَاصۡبِرۡ ؕۛ اِنَّ الۡعَاقِبَةَ لِلۡمُتَّقِيۡنَ ۝٤٩ وَ اِلٰى عَادٍ اَخَاهُمۡ
هُوۡدًا ؕ قَالَ يٰقَوۡمِ اعۡبُدُوا اللّٰهَ مَا لَـكُمۡ مِّنۡ اِلٰهٍ غَيۡرُهٗ ؕ اِنۡ اَنۡتُمۡ
اِلَّا مُفۡتَرُوۡنَ ۝٥٠ يٰقَوۡمِ لَاۤ اَسۡـئَلُكُمۡ عَلَيۡهِ اَجۡرًا ؕ اِنۡ اَجۡرِىَ اِلَّا عَلَى
الَّذِىۡ فَطَرَنِىۡ ؕ اَفَلَا تَعۡقِلُوۡنَ ۝٥١ وَ يٰقَوۡمِ اسۡتَغۡفِرُوۡا رَبَّكُمۡ ثُمَّ

---

**ન તો તમારી કોમ. પછી ધૈર્ય રાખો. અંતિમ પરિણામ સંયમી લોકોના પક્ષમાં છે.[૫૩] (રુકૂઅ ૪)**

**અને આદની તરફ અમે તેમના ભાઈ હૂદને મોકલ્યો.[૫૪] તેણે કહ્યું "હે મારી કોમના ભાઈઓ, અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ખુદા નથી. તમે માત્ર જૂઠ ઘડી રાખ્યાં છે.[૫૫] હે કોમના ભાઈઓ, આ કામ માટે હું તમારી પાસેથી કોઈ વળતર માગતો નથી, મારૂં વળતર તો તેના શિરે છે જેણે મને પેદા કર્યો છે, શું તમે બુદ્ધિનો જરા પણ ઉપયોગ કરતાં નથી ?[૫૬] અને હે મારી કોમના લોકો, તમારા માલિક પાસે માફી માગો, પછી**

---

હતાં કે અમે ભલે ગમે તેવાં કામ કરીએ પરંતુ અમારી ઉપર ખુદાનો પ્રકોપ ઊતરી શકતો નથી કારણ કે અમે હઝરત ઈબ્રાહીમ અ.સ.ના વંશજ છીએ તથા ફલાણાં ફલાણાં દેવી-દેવતાઓની સાથે જોડાયેલાં છીએ. યહૂદીઓ અને ખ્રિસ્તીઓના પણ આવાં જ કેટલાક અનુમાન હતાં, અને છે અને આવા ઘણાં ખોટું કરનારા મુસલમાનો પણ છે જે આ પ્રકારના મિથ્યા ભરોસાઓ ઉપર આધાર રાખી રહ્યાં છે કે અમે ફલાણાં સંતના વંશજ છીએ અને ફલાણાં સંતનો પાલવ અમે પકડેલો છે. તેમની ભલામણ અમને ખુદાના ન્યાયથી બચાવી લેશે. પરંતુ અહીં આ દૃશ્ય દેખાડવામાં આવ્યું છે કે એક મહાન પયગમ્બર તેની આંખોની સામે તેના કાળજાના કટકાને ડૂબતાં જુએ છે અને વ્યાકુળ બનીને પુત્રની માફી માટે દરખાસ્ત કરે છે, પરંતુ ખુદાઈ દરબારમાં ઊલટાનો આના માટે ઠપકો મળે છે અને પિતાની પયગમ્બરી પણ એક દુરાચારી પુત્રને સજાથી બચાવી શકતી નથી.

(૫૨) એટલે કે એ પર્વતમાંથી કે જેની ઉપર હોડી થોભી હતી.

(૫૩) એટલે કે જેવી રીતે નૂહ અ.સ. અને તેમના સાથીદારોનો જ અંતે વિજય થયો એવી જ રીતે તમારો અને તમારા સાથીદારોનો પણ વિજય થશે. ખુદાનો કાનૂન આ જ છે કે કામની શરૂઆતમાં સત્યના દુશ્મનો ભલે ગમે તેટલા સફળ થાય પરંતુ છેવટની સફળતા માત્ર એ લોકોના ભાગે જ આવે છે જે ખુદાથી ડરીને આચાર અને વિચારના ખોટા માર્ગોથી બચીને સાચા હેતુ માટે કામ કરે છે. એટલા માટે અત્યારે જે મુસીબતો અને મુશ્કેલીઓમાંથી તમે પસાર થઈ રહયાં છો, જે અડચણોનો સામનો કરી રહ્યાં છો તેમજ તમારા સંદેશને કચડી નાખવા માટે તમારા વિરોધીઓને દેખીતી રીતે જે સફળતા મળતી દેખાય છે તે જોઈને તમે નિરાશ ન થાઓ બલકે હિંમત અને ધીરજ રાખીને તમારૂં કામ કર્યે જાઓ.

(૫૪) સૂરઃ આ'રાફના ૫ મા રુકૂઅની નોંધો નજર સામે રાખો.

تُوْبُوْٓا اِلَيْهِ يُرْسِلِ السَّمَآءَ عَلَيْكُمْ مِّدْرَارًا وَّ يَزِدْكُمْ قُوَّةً اِلٰى
قُوَّتِكُمْ وَلَا تَتَوَلَّوْا مُجْرِمِيْنَ ﴿٥٢﴾ قَالُوْا يٰهُوْدُ مَا جِئْتَنَا بِبَيِّنَةٍ وَّ

**તેની તરફ વળો, તે તમારી ઉપર આકાશનાં મુખ ખોલી દેશે અને તમારી હાલની શક્તિમાં વધારાની શક્તિનો ઉમેરો કરી દેશે.[૫૭] ગુનેગારોની જેમ મોઢું ન ફેરવો.''**

**તેમણે જવાબ આપ્યો ''હે હૂદ, તું અમારી પાસે કોઈ સ્પષ્ટ ગવાહી લઈને આવ્યો નથી.[૫૮] અને**

(૫૫) એટલે કે એ બધાં જ બીજા ખુદાઓ કે જેમની તમે પૂજા-અર્ચના કરી રહ્યાં છો વાસ્તવમાં કોઈ પ્રકારના ખુદાઈ ગુણો તથા શકિતઓ ધરાવતાં નથી. પૂજા-અર્ચનાનો કોઈ હક્ક તેમને મળેલો નથી. તમે બિનજરૂરી રીતે જ તેમને પૂજ્ય બનાવી લીધેલાં છે અને કારણ વિના તેમની પાસેથી મનોકામનાઓ પૂરી થવાની આશા રાખીને બેઠાં છો.

(૫૬) આ ખૂબ જ અર્થસભર કથન છે જેમાં એક મોટી દલીલ આવરી લેવામાં આવી છે. આનો અર્થ આ છે કે મારી વાતને જે રીતે ઉપરછલ્લી રીતે તમે અવગણી રહ્યાં છો અને તેની ઉપર ગંભીરતાપૂર્વક વિચારતાં નથી તે આ વાતની દલીલ છે કે તમે લોકો બુદ્ધિનો ઉપયોગ કરતાં નથી, નહીં તો જો તમે બુદ્ધિનો ઉપયોગ કરનારાં હોત તો ચોક્કસ વિચાર કર્યો હોત કે જે માણસ પોતાના કોઈ પણ સ્વાર્થ વિના સંદેશ ફેલાવવાની તેમજ ઉપદેશ અને શિખામણની આ બધી તકલીફો વેઠી રહ્યો છે, જેની આ દોડધામમાં તમે કોઈ અંગત અથવા કૌટુંબિક હિતની કોઈ મિલાવટ જોઈ શકતાં નથી તે જરૂર પોતાની પાસે વિશ્વાસ અને ભરોસાનો કોઈ એવો આધાર તેમજ અંતરાત્માના સંતોષનું કોઈ એવું કારણ ધરાવે છે જેના આધારે તેણે તેનો બધો જ આરામ છોડીને, તેની દુનિયા બનાવવાની ચિંતાથી બેપરવા બનીને, પોતાની જાતને આ જોખમમાં નાખી છે કે સૈકાઓથી જામેલી પડેલી અને પ્રચલિત માન્યતાઓ, રીતિરિવાજો અને જીવનશૈલીની વિરૂદ્ધ અવાજ ઉઠાવે અને તેના બદલામાં દુનિયાઆખીની દુશ્મનાવટ વહોરી લે. આવા માણસની વાત કમસેકમ એટલી તો હળવી ન હોઈ શકે કે સમજ્યા વિચાર્યા વિના તેની અવગણના કરી દેવામાં આવે અને તેની ઉપર ગંભીર ચિંતન-મનન કરવાની સહેજ પણ તકલીફ મગજને આપવામાં ન આવે.

(૫૭) આ એ જ વાત છે જે પહેલા રુકૂઅમાં મુહમ્મદ સ.અ.વ. પાસે કહેવડાવવામાં આવી હતી કે ''તમારા માલિકની માફી માગો અને તેની તરફ પાછા આવો તો તે તમને ઉત્તમ જીવનની સામગ્રી આપશે.'' આના ઉપરથી જણાયું કે આખિરતમાં જ નહીં પરંતુ આ દુનિયામાં પણ કોમોના ભાગ્યની ચડતી અને પડતી નૈતિક આધારો ઉપર જ થતી હોય છે. અલ્લાહતઆલા આ દુનિયા ઉપર જે શાસન ચલાવી રહ્યો છે તે નૈતિક સિદ્ધાંતો ઉપર આધારિત છે નહીં કે એ ભૌતિક નિયમો ઉપર જે નૈતિક ભલાઈ અને બુરાઈનો ભેદ ધરાવતાં ન હોય. આ વાત ઘણી જગ્યાએ કુર્આનમાં કહેવામાં આવી છે કે જ્યારે એક કોમની પાસે નબી મારફતે ખુદાનો પયગામ પહોંચે છે ત્યારે તેનું ભાગ્ય એ પયગામની સાથે જોડાઈ જાય છે. જ્યારે તે તેને સ્વીકારી કરી લે ત્યારે અલ્લાહતઆલા તેની ઉપર તેની નિયામતો અને બરકતોના દ્વાર ખોલી નાખે છે. જ્યારે તે રદ કરી દે છે ત્યારે તેનો નાશ કરી દેવામાં આવે છે. આ જાણે કે એક જોગવાઈ છે એ નૈતિક કાનૂનની જે મુજબ અલ્લાહતઆલા મનુષ્યની સાથે

مَا نَحۡنُ بِتَارِكِيۡۤ اٰلِهَتِنَا عَنۡ قَوۡلِكَ وَمَا نَحۡنُ لَكَ بِمُؤۡمِنِيۡنَ ﴿۵۳﴾
اِنۡ نَّقُوۡلُ اِلَّا اعۡتَرٰٮكَ بَعۡضُ اٰلِهَتِنَا بِسُوۡٓءٍ ؕ قَالَ اِنِّىۡۤ اُشۡهِدُ اللّٰهَ
وَاشۡهَدُوۡۤا اَنِّىۡ بَرِىۡٓءٌ مِّمَّا تُشۡرِكُوۡنَ ﴿۵۴﴾ۙ مِنۡ دُوۡنِهٖ فَكِيۡدُوۡنِىۡ
جَمِيۡعًا ثُمَّ لَا تُنۡظِرُوۡنِ ﴿۵۵﴾ اِنِّىۡ تَوَكَّلۡتُ عَلَى اللّٰهِ رَبِّىۡ وَرَبِّكُمۡ ؕ
مَا مِنۡ دَآبَّةٍ اِلَّا هُوَ اٰخِذٌۢ بِنَاصِيَتِهَا ؕ اِنَّ رَبِّىۡ عَلٰى صِرَاطٍ

---

**તારા કહેવાથી અમે અમારા ખુદાઓને છોડી શક્તાં નથી, અને તારી ઉપર અમે ઈમાન લાવવાના નથી. અમે તો આ માનીએ છીએ કે તારી ઉપર અમારા ખુદાઓમાંથી કોઈનો શ્રાપ લાગેલો છે.''[૫૯]**

**હૂદે કહ્યું ''હું અલ્લાહની ગવાહી રજૂ કરું છું.[૬૦] અને તમે સાક્ષી રહો કે આ જે અલ્લાહના સિવાય બીજાંને તમે ખુદાઈમાં ભાગીદાર ઠરાવી રાખેલાં છે આનાથી હું નારાજ છું.[૬૧] તમે બધાં જ ભેગા મળીને મારી વિરુદ્ધ તમારી ચાલમાં કસર ન રાખો અને મને જરાય મહેતલ ન આપો,[૬૨] મારો ભરોસો અલ્લાહ ઉપર છે જે મારો પણ માલિક છે અને તમારો માલિક પણ. કોઈ પ્રાણી આવું નથી જેની ચોટલી તેના હાથમાં ન હોય. નિઃશંક મારો માલિક સીધા**

---

મામલો કરી રહ્યો છે. આવી જ રીતે આ કાનૂનની એક જોગવાઈ આ પણ છે કે જે કોમ દુનિયાની સમૃદ્ધિથી છેતરાઈને જોરજુલમ અને ગુનાના માર્ગો ઉપર ચાલી નીકળે છે તેનો અંત વિનાશ છે. પરંતુ બરાબર એ વખતે કે જયારે તે પોતાના આ બૂરા અંજામની તરફ ઝડપથી જઈ રહી હોય ત્યારે જો તે પોતાની ભૂલનો અહેસાસ કરી લે અને નાફરમાની છોડીને ખુદાની બંદગી તરફ પાછી વળે ત્યારે તેનું ભાગ્ય પલટાઈ જાય છે, તેની કામ કરવાની મુદ્દતમાં વધારો કરી દેવામાં આવે છે અને ભવિષ્યમાં તેના માટે સજાને બદલે ઈનામ, પ્રગતિ તથા સફળતાનો ફેંસલો લખી દેવામાં આવે છે.

(૫૮) એટલે કે એવી કોઈ ખુલ્લી નિશાની અથવા એવી કોઈ સ્પષ્ટ દલીલ કે જેનાથી અમે કોઈ પણ શંકા વિના જાણી લઈએ કે અલ્લાહે તને મોકલ્યો છે અને જે વાત તું રજૂ કરી રહ્યો છે તે સત્ય છે.

(૫૯) એટલે કે તેં કોઈ દેવી કે દેવતા અથવા તો કોઈ સંતના સ્થાનક ઉપર કોઈ અપમાનજનક વાત કરી હશે જેનું નુકસાન તું ભોગવી રહ્યો છે કે ગમે તેમ બોલવા માંડયો છે અને એ જ વસ્તીઓ કે જેમાં ગઈકાલે તું માન અને આદરની સાથે રહેતો હતો ત્યાં આજે ગાળો અને પથ્થરો વડે તારૂં સ્વાગત થઈ રહ્યું છે.

(૬૦) એટલે કે તમે કહો છો કે હું કોઈ સાક્ષી લઈને આવ્યો નથી, જો કે નાની નાની સાક્ષીઓ રજૂ કરવાને બદલે હું તો સૌથી મોટી સાક્ષી એ ખુદાની રજૂ કરી રહ્યો છું જે તેની સમગ્ર ખુદાઈની સાથે સૃષ્ટિના દરેક ખૂણાં અને દરેક પ્રગટ રૂપમાં એ વાતની સાક્ષી આપી રહ્યો છે કે જે સત્યો મેં તમને જણાવ્યાં છે તે તદ્દન સત્ય છે,

مُّسْتَقِيْمٍ ﴿٥٦﴾ فَاِنْ تَوَلَّوْا فَقَدْ اَبْلَغْتُكُمْ مَّاۤ اُرْسِلْتُ بِهٖۤ اِلَيْكُمْ ؕ وَ
يَسْتَخْلِفُ رَبِّيْ قَوْمًا غَيْرَكُمْ ۚ وَلَا تَضُرُّوْنَهٗ شَيْـًٔا ؕ اِنَّ رَبِّيْ عَلٰى
كُلِّ شَيْءٍ حَفِيْظٌ ﴿٥٧﴾ وَ لَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا هُوْدًا وَّ الَّذِيْنَ
اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا ۚ وَ نَجَّيْنٰهُمْ مِّنْ عَذَابٍ غَلِيْظٍ ﴿٥٨﴾ وَ
تِلْكَ عَادٌ ۗ جَحَدُوْا بِاٰيٰتِ رَبِّهِمْ وَ عَصَوْا رُسُلَهٗ وَ اتَّبَعُوْۤا اَمْرَ كُلِّ
جَبَّارٍ عَنِيْدٍ ﴿٥٩﴾ وَ اُتْبِعُوْا فِيْ هٰذِهِ الدُّنْيَا لَعْنَةً وَّ يَوْمَ الْقِيٰمَةِ ؕ

---

**માર્ગ ઉપર છે.[૬૩] જો તમે મોઢું ફેરવતાં હોવ તો ફેરવી લો. જે સંદેશ આપીને મને તમારી પાસે મોકલવામાં આવ્યો હતો તે હું તમને પહોંચાડી ચુક્યો છું. હવે મારો માલિક તમારી જગ્યાએ બીજી કોમને ઊઠાવશે અને તમે તેનું કંઈ બગાડી શકશો નહીં.[૬૪] નિઃશંક મારો માલિક દરેક વસ્તુ ઉપર દેખરેખ રાખનાર છે.''**

**પછી જ્યારે અમારો હુકમ આવી ગયો ત્યારે અમે અમારી કૃપાથી હૂદ અને એ લોકોને કે જે તેની સાથે ઈમાન લાવ્યા હતાં છુટકારો આપી દીધો અને એક ભારે આફતથી તેમને બચાવી લીધાં.**

**આ છે આદ, તેમના માલિકની આયતોનો તેમણે ઈનકાર કર્યો, તેના પયગમ્બરોની વાત ન માની,[૬૫] અને દરેક જોરાવર સત્યના દુશ્મનનું અનુસરણ કરતા રહ્યાં. છેવટે આ દુનિયામાં પણ તેમની ઉપર ફિટકાર પડી અને કયામતના દિવસે પણ.**

---

તેમાં જૂઠનો અંશ સુદ્ધાં નથી, અને જે ખ્યાલો તમે કાયમ કરેલાં છે તે બિલકુલ ઉપજાવી કાઢેલાં છે, સચ્ચાઈનો તેમાં અંશમાત્ર પણ નથી.

(૬૧) આ તેમની આ વાતનો જવાબ છે કે તારા કહેવાથી અમે અમારા ખુદાઓને છોડી દેવા માટે તૈયાર નથી. કહ્યુંઃ મારો પણ આ ફેંસલો સાંભળી લો કે તમારા આ ખુદાઓ સાથે મારો કોઈ સંબંધ નથી.

(૬૨) આ તેમના આ કથનનો જવાબ છે કે અમારા દેવી-દેવતાઓનો તને શ્રાપ લાગ્યો છે. (સરખામણી માટે જુઓ, સૂરઃ યૂનુસ, આયત ૭૧).

(૬૩) એટલે કે તે જે કંઈ કરે છે સાચું કરે છે. તેનું દરેક કામ સીધું છે. તેને ત્યાં અંધેર નગરી નથી પરંતુ તે તદ્દન સત્ય અને ન્યાય સાથે ખુદાઈ ચલાવી રહ્યો છે. આ કોઈ રીતે શકય નથી કે તમે ગુમરાહ અને દુરાચારી હોવ અને છતાં સફળતા પામો અને હું સત્યનિષ્ઠ અને સદાચારી હોઉં છતાં ખોટમાં રહું.




أَلَآ إِنَّ عَادًا كَفَرُوا۟ رَبَّهُمْ ۗ أَلَا بُعْدًا لِّعَادٍ قَوْمِ هُودٍ ﴿٦٠﴾ وَ
إِلَىٰ ثَمُودَ أَخَاهُمْ صَٰلِحًا ۚ قَالَ يَٰقَوْمِ ٱعْبُدُوا۟ ٱللَّهَ مَا لَكُم
مِّنْ إِلَٰهٍ غَيْرُهُۥ ۖ هُوَ أَنشَأَكُم مِّنَ ٱلْأَرْضِ وَٱسْتَعْمَرَكُمْ فِيهَا
فَٱسْتَغْفِرُوهُ ثُمَّ تُوبُوٓا۟ إِلَيْهِ ۚ إِنَّ رَبِّى قَرِيبٌ مُّجِيبٌ ﴿٦١﴾

---

**સાંભળો ! આદે તેમના માલિક સાથે કુફ્ર કર્યું. સાંભળો ! દૂર ફેંકી દેવામાં આવ્યાં આદ, હૂદની કોમના લોકો. (રુકૂઅ ૫)**

**અને સમૂદ તરફ અમે તેમના ભાઈ સાલેહને મોકલ્યો.[૬૬] તેણે કહ્યું ''હે મારી કોમના લોકો, અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો બીજો કોઈ ખુદા નથી. એ જ છે જેણે તમને ધરતીમાંથી પેદા કર્યા છે અને અહીં તમને વસાવ્યાં છે.[૬૭] તેથી તમે તેની પાસે માફી માગો[૬૮] અને તેની તરફ પાછા આવી જાઓ, નિઃશંક મારો માલિક નજીક છે અને તે દુઆઓનો જવાબ આપનાર છે.''[૬૯]**

---

(૬૪) આ તેમની આ વાતનો જવાબ છે કે અમે તારી ઉપર ઈમાન લાવવાના નથી.

(૬૫) જો કે તેમની પાસે એક જ પયગમ્બર આવ્યો હતો પરંતુ જે વસ્તુ તરફ તેણે બોલાવ્યા હતાં તે એ જ એક સંદેશ હતો જે હંમેશાં દરેક જમાનામાં અને દરેક કોમમાં ખુદાના પયગમ્બરો આપતા રહ્યાં છે એટલા જ માટે એક પયગમ્બરની વાત નહીં માનવાને તમામ પયગમ્બરોની નાફરમાની ઠરાવવામાં આવી.

(૬૬) સૂરઃ આ'રાફના રુકૂઅ ૧૦ની નોંધો નજર સમક્ષ રાખવી.

(૬૭) આ એ દાવાની દલીલ છે જે પહેલા કથનમાં કરવામાં આવ્યો હતો કે અલ્લાહ સિવાય તમારો કોઈ ખુદા અને કોઈ સાચો ઉપાસ્ય નથી. મુશ્રિકો પોતે પણ આ વાત સ્વીકારતા હતાં કે તેમનો સર્જનહાર અલ્લાહ જ છે. આ જ સ્વીકૃત સત્ય ઉપર દલીલનો આધાર રાખીને હઝરત સાલેહ અ.સ.તેમને સમજાવે છે કે જયારે તે અલ્લાહ જ છે કે જેણે ધરતીના નિર્જીવ પદાર્થોના સંયોજન દ્વારા તમને આ માનવ અસ્તિત્વ એનાયત કર્યું અને તે પણ અલ્લાહ જ છે જેણે ધરતીમાં તમને વસાવ્યાં તો પછી અલ્લાહ સિવાય ખુદાઈ બીજા કોની હોઈ શકે અને બીજાંને આ હક્ક કેવી રીતે મળી શકે કે તમે તેમની બંદગી અને પૂજા કરો ?

(૬૮) એટલે કે અત્યાર સુધી જે તમે બીજાંની પૂજા કરતા રહ્યાં છો તે અપરાધ માટે તમે તમારા માલિકની માફી માગો.

(૬૯) મુશ્રિકોની આ એક બહુ મોટી ગેરસમજનું ખંડન છે જે સામાન્ય રીતે એ બધાંમાં જોવા મળે છે અને એ મહત્ત્વના કારણોમાંથી એક કારણ છે જેણે દરેક જમાનામાં માનવીને શિર્કમાં નાખ્યો છે. આ લોકો અલ્લાહને તેમના રાજા-મહારાજાઓ અને બાદશાહોની જેમ કલ્પે છે જે પ્રજાથી દૂર તેમના મહેલોમાં એશઆરામ સાથે રહે છે, જેમના દરબાર સુધી સામાન્ય પ્રજામાંથી કોઈ પહોંચી શકતું નથી, જેમની હજૂરમાં કોઈ દરખાસ્ત પહોંચાડવી

قَالُوْا يٰصٰلِحُ قَدْ كُنْتَ فِيْنَا مَرْجُوًّا قَبْلَ هٰذَآ اَتَنْهٰنَآ اَنْ نَّعْبُدَ مَا يَعْبُدُ

**તેમણે કહ્યું, "હે સાલેહ, આની પહેલાં તું અમારી અંદર એવો માણસ હતો જેની પાસેથી મોટી અપેક્ષાઓ જોડાયેલી હતી.[૭૦] શું તું અમને એ ખુદાઓની પૂજાથી રોકવા માગે છે જેની પૂજા અમારા**

હોય તો નિકટવર્તી દરબારીઓમાંથી કોઈનો પણ આશરો લેવો પડે છે અને પછી જો સદ્ભાગ્યે કોઈની દરખાસ્ત તેના ઊંચા મહેલ સુધી પહોંચી પણ જાય છે ત્યારે તેમના ખુદાઈ અભિમાનને આ ગમતું નથી કે પોતે તેનો જવાબ આપે, બલકે જવાબ આપવાનું કામ નિકટવર્તી દરબારીઓમાંથી કોઈને સોંપી દેવામાં આવે છે. આ ખોટી ધારણાના કારણે આ લોકો આવું માને છે અને ચાલાક લોકોએ તેમને એવું ઠસાવવાનો પ્રયત્ન પણ કર્યો છે કે અલ્લાહતઆલાહનો પવિત્ર દરબાર સામાન્ય લોકોની પહોંચથી ઘણો દૂર છે. તેના દરબાર સુધી કોઈ સામાન્ય માણસની પહોંચ કેવી રીતે થઈ શકે. ત્યાં સુધી દુઆઓનું પહોંચવું તેમજ તેમનો જવાબ મળવો કોઈ પણ રીતે શકય બની શકતું નથી જયાં સુધી પવિત્ર આત્માઓના માધ્યમની મદદ લેવામાં ન આવે અને એ ધાર્મિક પદ ધરાવતા લોકોની સેવાઓ મેળવવામાં ન આવે જે ઉપર સુધી ભેટો, ચઢાવા, તથા અરજીઓ પહોંચાડવાની રીત જાણે છે. આ જ એ ગેરસમજ છે જેણે બંદા અને ખુદાની વચ્ચે અનેક નાના-મોટા ખુદાઓ અને ભલામણકર્તાઓની એક જબરજસ્ત ભીડ ઊભી કરી દીધી અને તેની સાથે મહંતાઈ (Priesthood) ની એ વ્યવસ્થા ઊભી કરી જેના માધ્યમ વિના જહાલતકાળના ધર્મોના અનુયાયીઓ જન્મથી માંડીને મૃત્યુ સુધી તેમની કોઈ ધાર્મિક વિધિ પણ કરી શકતાં નથી.

હઝરત સાલેહ અ.સ. જહાલતકાળના આ સમગ્ર જાદુને ફકત બે જ શબ્દો વડે તોડી નાખે છે. એક આ કે અલ્લાહ નજીક છે. બીજું આ કે તે દુઆઓનો જવાબ આપનાર છે. એટલે કે તમારો આ ખ્યાલ પણ ખોટો છે કે તે તમારાથી દૂર છે અને એ પણ ખોટો છે કે તમે સીધેસીધા તેને પોકારીને તમારી દુઆઓનો જવાબ મેળવી શકતાં નથી. તે જો કે ખૂબ જ બુલંદ અને ઉચ્ચ છે તેમ છતાં તે તમારાથી ખૂબ જ નજીક છે. તમારામાંથી દરેકેદરેક માણસ પોતાની નજીક જ તેને પામી શકે છે, તેની સાથે ધીમે ધીમે બોલીને વાત કરી શકે છે, એકાંત અને ભીડ બન્નેમાં, જાહેરમાં પણ અને છૂપી રીતે પણ તેની અરજીઓ જાતે તેની સમક્ષ રજૂ કરી શકે છે. અને બીજું, તે સીધેસીધો તેના દરેક બંદાની દુઆઓનો જવાબ જાતે આપે છે. તેથી જયારે આ જગતના સુલતાનનો દરબારેઆમ ચોવીસે કલાક દરેક માણસ માટે ખુલ્લો છે અને દરેક માણસની નજીક જ તે મોજૂદ છે ત્યારે તમે આ કઈ મૂર્ખામીમાં પડયાં છો કે તેના માટે માધ્યમો અને વચેટિયાઓ શોધતાં ફરો છો. (આ ઉપરાંત જુઓ, સૂરઃ બકરહની નોંધ ક્રમાંક ૧૮૮).

(૭૦) એટલે કે તમારી હોંશિયારી, ચાતુર્ય, સમજદારી, ગંભીરતા અને ઠરેલપણું તથા આબરૂદાર વ્યકિતત્વને જોઈને અમે એવી આશાઓ રાખીને બેઠા હતાં કે મોટા માણસ બનશો. પોતાની દુનિયા પણ સરસ બનાવશો અને અમને પણ બીજી કોમો અને કબીલાઓની સામે તમારી અક્કલમંદીનો લાભ ઊઠાવવાનો મોકો મળશે. પરંતુ તમે તો આ તૌહીદ અને આખિરતનો નવો રાગ લલકારીને અમારી બધી જ આશાઓ ઉપર પાણી ફેરવી દીધું. યાદ રહે કે કંઈક આવા જ વિચારો મુહમ્મદ સ.અ.વ. વિષે આપની કોમના લોકોમાં પણ જોવા મળતા હતાં. તે પણ નબૂવ્વતની પહેલાં આપની ઉત્કૃષ્ટ લાયકાતોનો એકરાર કરતા હતાં અને એમ માનતા હતાં કે આ માણસ ઘણો મોટો વેપારી બનશે અને તેની હોંશિયારીના કારણે આપણને પણ ઘણો ફાયદો પહોંચશે.

اٰبَآؤُنَا وَ اِنَّنَا لَفِیْ شَكٍّ مِّمَّا تَدْعُوْنَاۤ اِلَیْهِ مُرِیْبٍ ﴿۶۲﴾ قَالَ یٰقَوْمِ
اَرَءَیْتُمْ اِنْ كُنْتُ عَلٰی بَیِّنَةٍ مِّنْ رَّبِّیْ وَ اٰتٰىنِیْ مِنْهُ رَحْمَةً
فَمَنْ یَّنْصُرُنِیْ مِنَ اللّٰهِ اِنْ عَصَیْتُهٗ قف فَمَا تَزِیْدُوْنَنِیْ غَیْرَ

---

**બાપદાદા કરતા હતાં ?[૭૧] તું જે રીત તરફ અમને બોલાવી રહ્યો છે તેના વિષે અમને ભારે શંકા છે જેણે અમને મૂંઝવણમાં નાખી દીધેલાં છે.''[૭૨]**

**સાલેહે કહ્યું, ''હે મારી કોમના ભાઈઓ, તમે જરા આ વાત ઉપર પણ વિચાર કર્યો કે જો હું મારા માલિક તરફથી એક સ્પષ્ટ ગવાહી ધરાવતો હતો, અને પછી તેણે તેની કૃપાથી પણ મને નવાજી દીધો તો આના પછી અલ્લાહની પકડથી મને કોણ બચાવશે જો હું તેની નાફરમાની કરું ? તમે મારા શું કામ આવી શકો છો સિવાય કે મને હજી વધારે**

---

પરંતુ જયારે તેમની અપેક્ષાઓ વિરૂદ્ધ નબી સ.અ.વ. એ તૌહીદ, આખિરત અને નૈતિક ગુણો તરફ બોલાવવાનું શરૂ કર્યું ત્યારે એ લોકો ખૂબ જ નિરાશ થયાં. એટલું જ નહીં બલકે નારાજ થઈને કહેવા લાગ્યાં કે કેવો સરસ કામનો માણસ હતો, ખુદા જાણે તેને શું ધુન લાગી ગઈ કે પોતાનું જીવન પણ બરબાદ કરી નાખ્યું અને આપણી આશાઓ ઉપર પણ પાણી ફેરવી દીધું.

(૭૧) આ જાણે કે દલીલ છે આ વાતની કે આ ખુદાઓ શા માટે પૂજાના હક્કદાર છે અને તેમની પૂજા શા માટે થતી રહેવી જોઈએ. અહીં જહાલત અને ઇસ્લામની દલીલ શૈલી વચ્ચેનો તફાવત સ્પષ્ટપણે દેખાઈ આવે છે. હઝરત સાલેહ અ.સ.એ કહયું હતું કે, અલ્લાહ સિવાય કોઈ સાચો ખુદા નથી અને તેના માટે આ દલીલ આપી હતી કે અલ્લાહે જ તમને પેદા કર્યા અને પછી ધરતી ઉપર વસાવ્યાં છે. આના જવાબમાં તેમની મુશ્રિક કોમ કહે છે કે, અમારા આ ખુદાઓ પણ પૂજાના હક્કદાર છે અને તેમની પૂજા છોડી દઈ શકાય નહીં કેમ કે પૂર્વજોના વખતથી તેમની પૂજા થતી આવી છે. પરંતુ પરંપરાઓને શું એટલા માટે વળગી રહેવું જોઈએ કે આરંભમાં કોઈ મૂર્ખ માણસે એ રિવાજ શરૂ કર્યો હતો અને હવે એ પરંપરાને જાળવી રાખવા માટેની તાર્કિક દલીલ આના સિવાય કોઈ નથી કે ઘણાં લાંબા સમયથી આ વસ્તુ ચાલી આવે છે ?

(૭૨) આ શંકા અને આ બેચેની કઈ બાબતમાં હતી તેનો કોઈ ખુલાસો અહીં કરવામાં આવ્યો નથી. આનું કારણ આ છે કે બેચેન તો બધાં જ બની ગયા હતાં પરંતુ આ બેચેની એક અલગ પ્રકારની હતી કે સત્યના સંદેશના લક્ષણોમાંથી એક લક્ષણ આ છે કે જયારે તે સંદેશ ઉદય પામે છે ત્યારે લોકોના મનની શાંતિ જતી રહે છે અને એક સર્વવ્યાપી બેચેની પેદા થઈ જાય છે. જો કે દરેકની લાગણીઓ બીજા કરતાં અલગ હોય છે પરંતુ આ બેચેનીમાંથી બધાંને કોઈને કોઈ હિસ્સો તો મળીને જ રહે છે. આની પહેલાં જે શાંતિ સાથે લોકો તેમની જહાલતમાં ડૂબેલા રહેતા હતાં અને કયારેય આ વિચારવાની જરૂર તેમને લાગતી જ ન હતી કે અમે શું કરી રહ્યાં છીએ તે શાંતિ આ સંદેશના ઉદય પછી ચાલુ રહેતી નથી, અને રહી શકતી પણ નથી. જહાલતકાળની નબળાઈઓ ઉપર સત્યનો સંદેશ આપનારની નિર્દય ટીકા, સત્યને સ્થાપવા માટે તેની જોરદાર હૃદયસ્પર્શી દલીલો, આ ઉપરાંત તેના ઊંચાં નૈતિક

تَخْسِيْرٍ ﴿٦٣﴾ وَيٰقَوْمِ هٰذِهٖ نَاقَةُ اللّٰهِ لَكُمْ اٰيَةً فَذَرُوْهَا تَاْكُلْ
فِيْٓ اَرْضِ اللّٰهِ وَلَا تَمَسُّوْهَا بِسُوْٓءٍ فَيَاْخُذَكُمْ عَذَابٌ قَرِيْبٌ ﴿٦٤﴾
فَعَقَرُوْهَا فَقَالَ تَمَتَّعُوْا فِيْ دَارِكُمْ ثَلٰثَةَ اَيَّامٍ ؕ ذٰلِكَ وَعْدٌ غَيْرُ
مَكْذُوْبٍ ﴿٦٥﴾ فَلَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا صٰلِحًا وَّالَّذِيْنَ اٰمَنُوْا
مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَمِنْ خِزْيِ يَوْمِئِذٍ ؕ اِنَّ رَبَّكَ هُوَ الْقَوِيُّ

**નુકસાનમાં નાખી દો.[૭૩] અને હે મારી કોમના લોકો, જુઓ આ અલ્લાહની ઊંટણી તમારા માટે એક નિશાની છે. આને અલ્લાહની ધરતી ઉપર ચરવા માટે છૂટી છોડી દો. તેની સાથે સહેજ પણ છેડછાડ કરશો નહીં નહીં તો બહુ વાર નહીં થાય કે તમારી ઉપર અલ્લાહની આપત્તિ આવી જશે.''**

**પરંતુ તેમણે ઊંટણીને મારી નાખી. આની સામે સાલેહે તેમને ચેતવી દીધાં કે 'બસ હવે ત્રણ દિવસ વધુ તમારા ઘરોમાં રહી લો. આ એવી મુદત છે જે ખોટી પુરવાર નહીં થાય.''**

**છેવટે જ્યારે અમારા ફેંસલાનો સમય આવી ગયો ત્યારે અમે અમારી કૃપાથી સાલેહને અને એ લોકોને જે તેની સાથે ઈમાન લાવ્યા હતાં બચાવી લીધાં અને એ દિવસની ફજેતીમાંથી તેમને સુરક્ષિત રાખ્યાં.[૭૪] નિઃશંક તારો માલિક જ હકીકતમાં શક્તિશાળી**

મૂલ્યો, તેનો મક્કમ ઈરાદો, તેની સહનશીલતા, તેનું નિર્દોષ મન, તેનું તદ્દન સાચું અને સીધું વલણ તથા તેનું એ જબરજસ્ત ડહાપણભર્યું વ્યક્તિત્વ કે જેનો સિક્કો કટ્ટરમાં કટ્ટર હઠીલા વિરોધીના દિલ ઉપર પણ બેસી જાય છે, પછી પ્રવર્તમાન સમાજમાંથી ઉત્તમ તત્ત્વોનું તેના દ્વારા પ્રભાવિત થતાં જવું અને તેમનાં જીવનમાં સત્યના સંદેશની અસરથી અસાધારણ પરિવર્તન ઉદ્ભવવું, આ બધી જ વસ્તુઓ મળીને આ તમામ લોકોના દિલોને બેચેન કરી નાખે છે જે સત્યના આગમન પછી પણ જૂની જહાલતનું ચલણ ઈચ્છે છે.

(૭૩) એટલે કે જો હું મારી બુદ્ધિમત્તાની વિરૂદ્ધ તેમજ એ જ્ઞાનની વિરૂદ્ધ જે મને અલ્લાહે આપ્યું છે, ફક્ત તમને ખુશ કરવા માટે ગુમરાહીનો માર્ગ અપનાવી લઉં તો ખુદાની પકડમાંથી તમે મને બચાવી નહીં શકો, બલકે તમારા કારણે મારો અપરાધ વધારે ગંભીર બની જશે અને અલ્લાહતઆલા મને આ વાતની વધારાની સજા આપશે કે મેં તમને સીધો માર્ગ દેખાડવાને બદલે તમને ઈરાદાપૂર્વક ઊંધા રસ્તે ચઢાવીને વધારે ગુમરાહ કર્યા.

(૭૪) સીનાના દ્વીપકલ્પમાં જે લોકવાયકાઓ પ્રચલિત છે તેના ઉપરથી જણાય છે કે જ્યારે સમૂદ ઉપર આફત આવી ત્યારે હઝરત સાલેહ અ.સ. હિજરત કરીને ત્યાંથી નીકળી ગયેલા હતાં એટલા માટે હઝરત મૂસાવાળા પર્વતની નજીક જ એક ડુંગરાનું નામ નબી સાલેહ છે અને કહેવાય છે કે આ જ જગ્યાએ તેમણે રોકાણ કર્યું હતું.

الْعَزِيْزُ ﴿٦٦﴾ وَ اَخَذَ الَّذِيْنَ ظَلَمُوا الصَّيْحَةُ فَاَصْبَحُوْا فِيْ دِيَارِهِمْ
جٰثِمِيْنَ ﴿٦٧﴾ كَاَنْ لَّمْ يَغْنَوْا فِيْهَا ؕ اَلَاۤ اِنَّ ثَمُوْدَاۡ كَفَرُوْا رَبَّهُمْ ؕ اَلَا
بُعْدًا لِّثَمُوْدَ ﴿٦٨﴾ وَ لَقَدْ جَآءَتْ رُسُلُنَاۤ اِبْرٰهِيْمَ بِالْبُشْرٰى قَالُوْا


سَلٰمًا ؕ قَالَ سَلٰمٌ فَمَا لَبِثَ اَنْ جَآءَ بِعِجْلٍ حَنِيْذٍ ﴿٦٩﴾ فَلَمَّا رَاٰۤ
اَيْدِيَهُمْ لَا تَصِلُ اِلَيْهِ نَكِرَهُمْ وَ اَوْجَسَ مِنْهُمْ خِيْفَةً ؕ
قَالُوْا لَا تَخَفْ اِنَّاۤ اُرْسِلْنَاۤ اِلٰى قَوْمِ لُوْطٍ ﴿٧٠﴾ وَ امْرَاَتُهٗ قَآئِمَةٌ

---

અને સર્વોપરી છે.હવે એ લોકો કે જેમણે જુલમ કર્યો હતો તેમને એક ભારે ધડાકાએ ઝડપી લીધાં અને તેઓ તેમની વસ્તીઓમાં એવી રીતે નિશ્ચેતન અવસ્થામાં પડેલા રહી ગયાં કે જાણે તેઓ ક્યારેય ત્યાં વસ્યા જ ન હતાં.

સાંભળો ! સમૂદે તેમના માલિક સાથે કુફ્ર કર્યું. સાંભળો ! દૂર ફેંકી દેવામાં આવ્યાં સમૂદ ! (રુકૂઅ ૬)

અને જુઓ, ઈબ્રાહીમની પાસે અમારા ફરિશ્તા ખુશખબર લઈને પહોંચ્યાં. કહ્યું ''તમારી ઉપર સલામ.'' ઈબ્રાહીમે જવાબ આપ્યો ''તમારી ઉપર પણ સલામ.'' પછી થોડી વાર પણ થઈ નહીં ત્યાં તો ઈબ્રાહીમ એક ભૂંજેલું વાછરડું (તેમની મહેમાનગતિ માટે) લઈ આવ્યો.[૭૫] પરંતુ જ્યારે જોયું કે તેમનાં હાથ ભોજન તરફ નથી વધતાં ત્યારે તે તેમના વિષે શંકાશીલ થઈ ગયો અને મનમાં તેમનાથી ડર અનુભવવા લાગ્યો.[૭૬] તેમણે કહ્યું ''ડરો નહીં, અમે તો લૂતની કોમ તરફ મોકલવામાં આવ્યાં છીએ.[૭૭] ઈબ્રાહીમની પત્ની પણ ઊભેલી હતી.

---

(૭૫) આના ઉપરથી જણાયું કે ફરિશ્તા હઝરત ઈબ્રાહીમ અ.સ.ના ઘરે મનુષ્યનું રૂપ ધારણ કરીને ગયા હતાં અને શરૂઆતમાં તેમણે તેમનો પરિચય આપ્યો ન હતો એટલા માટે હઝરત ઈબ્રાહીમ અ.સ.એ વિચાર્યું કે આ કોઈ અજાણ્યાં મહેમાન છે અને તેમના આવતાંની સાથે જ તેમના માટે ઉમદા ભોજનની વ્યવસ્થા કરી.

(૭૬) કેટલાક તફસીરકર્તાઓના મત પ્રમાણે આ ડર આ કારણે હતો કે જ્યારે આ અજાણ્યાં આગંતુકોએ ખાવામાં આનાકાની કરી ત્યારે હઝરત ઈબ્રાહીમ અ.સ.ને તેમના ઈરાદા માટે શંકા થવા માંડી અને તેઓ આ વિચાર આવતાં ડર્યા કે કયાંક આ કોઈ દુશ્મની કાઢવાના ઈરાદાથી તો નથી આવ્યાં ને ? કેમ કે અરબસ્તાનમાં જ્યારે કોઈ માણસ કોઈની મહેમાનગતિ સ્વીકારવાની ના પાડી દેતો ત્યારે તેના ઉપરથી એમ

فَضَحِكَتْ فَبَشَّرْنٰهَا بِاِسْحٰقَ ۙ وَمِنْ وَّرَآءِ اِسْحٰقَ يَعْقُوْبَ ﴿٧١﴾
قَالَتْ يٰوَيْلَتٰٓى ءَاَلِدُ وَاَنَا عَجُوْزٌ وَّهٰذَا بَعْلِىْ شَيْخًا ؕ اِنَّ هٰذَا

**તે આ સાંભળીને હસી પડી.[૭૮] પછી અમે તેને ઈસ્હાકની અને ઈસ્હાક પછી યાકૂબની ખુશખબર આપી,[૭૯] તે બોલી ''હાયરે મારા કમભાગ્ય![૮૦] શું હવે મારે ત્યાં સંતાન થશે કે જ્યારે હું ઘરડી ફૂંસ થઈ ગઈ અને આ મારા પતિ પણ વૃદ્ધ થઈ ગયાં?[૮૧] આ તો**

માનવામાં આવતું હતું કે તે મહેમાનની હેસિયતથી આવ્યો નથી બલકે હત્યા અને લૂંટના ઈરાદા સાથે આવ્યો છે. પરંતુ પછીની આયત આ તફસીરને સમર્થન આપતી નથી.

(૭૭) આ વર્ણનશૈલી ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે ભોજનની તરફ તેમનો હાથ નહીં વધવાથી તરત જ ઈબ્રાહીમ અ.સ. સમજી ગયા હતાં કે આ ફરિશ્તા છે. કેમ કે ફરિશ્તાઓનું જાહેરમાં માનવીના રૂપમાં આવવું ફકત અસાધારણ સંજોગોમાં જ થતું હોય છે, આથી હઝરત ઈબ્રાહીમ અ.સ.ને જે વાતનો ડર લાગ્યો તે હકીકતમાં આ હતી કે કયાંક તેમના ઘરના લોકો દ્વારા અથવા તેમની વસ્તીના લોકો દ્વારા અથવા તો ખુદ તેમનાથી કોઈ ભૂલ તો નથી થઈ ગઈ કે જેની પકડ માટે ફરિશ્તાંને આ રૂપમાં મોકલવામાં આવ્યાં છે ? જો આ વાત હોત જે કેટલાક તફસીરકર્તાઓએ સમજી છે તો ફરિશ્તાં આમ બોલ્યાં હોત કે ''ડરો નહીં, અમે તમારા માલિકના મોકલેલાં ફરિશ્તા છીએ.'' પરંતુ જયારે તેમણે તેમનો ડર દૂર કરવા માટે કહયું કે ''અમે તો લૂતની કોમ તરફ મોકલવામાં આવ્યાં છીએ'' ત્યારે આના ઉપરથી જણાયું કે તેમના ફરિશ્તા હોવાની વાત તો ઈબ્રાહીમ અ.સ. જાણી ગયા હતાં, અલબત્ત પરેશાની આ વાત માટે હતી કે આ ફરિશ્તાઓ આ કસોટી અને અજમાયશના રૂપમાં આવ્યાં છે ત્યારે આખરે એ દુર્ભાગી કોણ છે કે જેનો નાશ થવાનો છે.

(૭૮) આના ઉપરથી જણાયું કે ફરિશ્તાઓના મનુષ્યના રૂપમાં આવવાની ખબર સાંભળતાં જ આખું કુટુંબ બેચેન થઈ ગયું હતું અને હઝરત ઈબ્રાહીમ અ.સ.ના પત્ની પણ ગભરાઈને બહાર આવી ગયા હતાં. પછી જયારે તેમણે આ સાંભળી લીધું કે તેમના ઘર ઉપર અથવા તેમની વસ્તી ઉપર કોઈ આફત આવવાની નથી ત્યારે જ તેમને શાંતિ વળી અને તેઓ ખુશ થઈ ગયાં.

(૭૯) ફરિશ્તાઓએ હઝરત ઈબ્રાહીમ અ.સ.ને બદલે હઝરત સારાહ અ.સ.ને આ ખુશખબર એટલા માટે સંભળાવી કે આની પહેલાં હઝરત ઈબ્રાહીમ અ.સ.ને ત્યાં તેમની બીજી પત્ની હઝરત હાજરા અ.સ.ને ત્યાં હઝરત ઈસ્માઈલ અ.સ. જન્મી ચુકયા હતાં, પરંતુ હઝરત સારાહ અ.સ. ત્યાંસુધી નિઃસંતાન હતાં અને આ કારણે તેમનું દિલ વધારે દુખી હતું. તેમના આ દુઃખને દૂર કરવા માટે ફરિશ્તાઓએ તેમને ફકત આ ખુશખબર જ ન સંભળાવી કે તમારે ત્યાં ઈસ્હાક જેવો ઉચ્ચ દરજ્જાનો પુત્ર જન્મશે બલકે આ પણ જણાવ્યું કે આ પુત્ર પછી પ્રપૌત્ર પણ યાકૂબ અ.સ. જેવો ઉંચ્ચ દરજ્જાવાળો પયગમ્બર હશે.

(૮૦) આનો અર્થ આ નથી કે હઝરત સારાહ અ.સ. હકીકતમાં આનાથી ખુશ થવાને બદલે ઊલટાના આને દુર્ભાગ્ય માનતા હતાં. બલકે હકીકતમાં આ એ પ્રકારના શબ્દો છે જે મહિલાઓ, ખાસ કરીને, આશ્ચર્યના પ્રસંગોએ બોલતી હોય છે અને જેમાંથી શાબ્દિક અર્થ લેવાનો ઈરાદો હોતો નથી બલકે ફકત આશ્ચર્ય વ્યકત કરવાનો ઈરાદો હોય છે.

لَشَیْءٌ عَجِیْبٌ ﴿۷۲﴾ قَالُوْۤا اَتَعْجَبِیْنَ مِنْ اَمْرِ اللّٰهِ رَحْمَتُ اللّٰهِ وَ بَرَكٰتُهٗ
عَلَیْكُمْ اَهْلَ الْبَیْتِ ؕ اِنَّهٗ حَمِیْدٌ مَّجِیْدٌ ﴿۷۳﴾ فَلَمَّا ذَهَبَ عَنْ
اِبْرٰهِیْمَ الرَّوْعُ وَ جَآءَتْهُ الْبُشْرٰی یُجَادِلُنَا فِیْ قَوْمِ لُوْطٍ ﴿۷۴﴾
اِنَّ اِبْرٰهِیْمَ لَحَلِیْمٌ اَوَّاهٌ مُّنِیْبٌ ﴿۷۵﴾ یٰۤاِبْرٰهِیْمُ اَعْرِضْ عَنْ
هٰذَا ۚ اِنَّهٗ قَدْ جَآءَ اَمْرُ رَبِّكَ ۚ وَ اِنَّهُمْ اٰتِیْهِمْ عَذَابٌ غَیْرُ مَرْدُوْدٍ ﴿۷۶﴾

**ઘણી આશ્ચર્યજનક વાત છે.'' ફરિશ્તાઓએ કહ્યું ''અલ્લાહના હુકમ માટે આશ્ચર્ય પામો છો?[૮૨] ઈબ્રાહીમના કુટુંબીજનો, તમારી ઉપર તો અલ્લાહની કૃપા અને તેની બરકતો છે, અને નિઃશંક અલ્લાહ અત્યંત જ પ્રશંસાપાત્ર અને મોટી શાનવાળો છે.''**

**પછી જયારે ઈબ્રાહીમની ગભરામણ દૂર થઈ ગઈ અને (સંતાનની ખુશખબરથી) તેનું દિલ ખુશ થઈ ગયું ત્યારે તેણે લૂતની કોમ વિષે અમારી સાથે ઝઘડો શરૂ કર્યો.[૮૩] હકીકતમાં ઈબ્રાહીમ ઘણો જ સહિષ્ણું અને નરમ દિલ માણસ હતો અને દરેક હાલતમાં અમારી તરફ વળતો હતો. (છેવટે અમારા ફરિશ્તાઓએ તેને કહ્યું) ''હે ઈબ્રાહીમ, આ વાત છોડી દો, તમારા માલિકનો હુકમ થઈ ગયેલો છે અને હવે એ લોકો ઉપર એ આપત્તિ આવીને રહેશે જે કોઈના ટાળ્યે ટળી શકે તેમ નથી.''[૮૪]**

(૮૧) બાઈબલ ઉપરથી જણાય છે કે હઝરત ઈબ્રાહીમ અ.સ.ની ઉંમર એ વખતે ૧૦૦ વર્ષ અને હઝરત સારાહ અ.સ.ની ઉંમર ૯૦ વર્ષની હતી.

(૮૨) આનો અર્થ આ છે કે સામાન્ય રીતે આ ઉંમરમાં માણસને સંતાન થતી નથી પરંતુ અલ્લાહની કુદરત દ્વારા આ થવું અશકય નથી અને જયારે શુભ સમાચાર તમને અલ્લાહ તરફથી જ અપાઈ રહયાં છે ત્યારે કોઈ કારણ નથી કે તમારા જેવી એક મોમિન સ્ત્રી આના માટે આશ્ચર્ય પામે.

(૮૩) ''ઝઘડો'' શબ્દ આ પ્રસંગે એ અત્યંત પ્રેમ અને ગૌરવના સંબંધને વ્યકત કરે છે જે હઝરત ઈબ્રાહીમ અ.સ. પોતાના ખુદાની સાથે ધરાવતા હતાં. આ શબ્દ વડે આંખોની સામે આ ચિત્ર ઉપસી આવે છે કે બંદા અને ખુદાની વચ્ચે લાંબા સમય સુધી ચર્ચા ચાલુ રહે છે. બંદો આગ્રહ કરી રહયો છે કે કોઈ પણ રીતે લૂતની કોમ ઉપરથી આફતને ટાળી દેવામાં આવે. જવાબમાં ખુદા કહી રહયો છે કે હવે આ કોમમાં કોઈ સારૂં તત્ત્વ બાકી રહયું નથી અને તેના અપરાધો એ હદ વટાવી ગયાં છે કે તેની સાથે હવે કોઈ છૂટછાટ કરી શકાય પરંતુ બંદો આના પછી પણ કહ્યે જ રાખે છે કે ''પરવરદિગાર, જો થોડીઘણી પણ ભલાઈ તેની અંદર બાકી રહી હોય તો તેને થોડી વધારે મહેતલ આપી દે, કદાચ એ ભલાઈ ફળદાયી નીવડે.'' બાઈબલમાં આ ઝઘડાની થોડીક સમજૂતી

وَلَمَّا جَآءَتۡ رُسُلُنَا لُوۡطًا سِيۡٓءَ بِهِمۡ وَضَاقَ بِهِمۡ ذَرۡعًا وَّ

**અને જ્યારે અમારા ફરિશ્તા લૂતની પાસે પહોંચ્યાં[૮૫] ત્યારે તેમના આગમનથી તે ઘણો ગભરાયો અને ગમગીન થયો અને**

પણ આપવામાં આવી છે પરંતુ કુર્આનનું ટૂંકું વર્ણન પોતે તેના કરતાં વધારે બહોળો અર્થ ધરાવે છે. (સરખામણી માટે જુઓ, પુસ્તક ''ઉત્પત્તિ'' પ્રકરણ ૧૮, આયત ૨૩ ૩૨).

(૮૪) આ પ્રવચન દરમ્યાન હઝરત ઇબ્રાહીમ અ.સ.નો આ કિસ્સો, ખાસ કરીને લૂતની કોમના કિસ્સાની પ્રસ્તાવનાના રૂપમાં, દેખીતી રીતે અસંબદ્ધ લાગે છે. પરંતુ વાસ્તવમાં આ એ ઉદ્દેશ્યની દૃષ્ટિએ ખૂબ જ યોગ્ય છે જેના માટે પ્રાચીન ઇતિહાસના આ કિસ્સાઓ અત્રે વર્ણવવામાં આવી રહયાં છે. આની યથાર્થતાને સમજવા માટે નીચેની બે વાતો નજર સમક્ષ રાખોઃ

(૧) જેમને સંબોધન કરવામાં આવ્યું છે તે કુરૈશ છે જે હઝરત ઇબ્રાહીમ અ.સ.ના વંશજો હોવાના કારણે જ સમગ્ર અરબસ્તાનના પીરઝાદા, કા'બતુલ્લાહના મુજાવર અને ધાર્મિક તથા નૈતિક તેમજ રાજકીય તથા સાંસ્કૃતિક નેતૃત્વના માલિક બનેલાં છે અને આ અભિમાન ધરાવે છે કે અમારી ઉપર ખુદાની આફત કેવી રીતે ઊતરી શકે કે જયારે અમે ખુદાના એ વહાલા બંદાની સંતાન છીએ અને તે ખુદાના દરબારમાં અમારી ભલામણ કરવા માટે હાજર છે. આ ખોટા અભિમાનને તોડવા માટે પહેલાં તો તેમને આ દશ્ય દેખાડવામાં આવ્યું કે હઝરત નૂહ અ.સ. જેવા ઉચ્ચ દરજ્જાના પયગમ્બર પોતાની સગી આંખે તેમના કાળજાના કટકાંને ડૂબતો જોઈ રહયાં છે અને વ્યાકુળ બનીને ખુદાની સમક્ષ દુઆ કરે છે કે તેના પુત્રને બચાવી લેવામાં આવે, પરંતુ તેમની પુત્ર માટેની ભલામણ કોઈ કામ આવતી નથી બલકે આવી ભલામણ કરવા માટે પિતાને સામેથી ઠપકો સાંભળવો પડે છે. આના પછી હવે આ બીજું દશ્ય ખુદ હઝરત ઇબ્રાહીમ અ.સ.ને દેખાડવામાં આવે છે કે એક તરફ તો તેમની ઉપર અસીમ મહેરબાનીઓ છે અને ખૂબ જ પ્રેમપૂર્વક તેનો ઉલ્લેખ થઈ રહયો છે, પરંતુ બીજી તરફ જયારે એ જ ઇબ્રાહીમ અ.સ., ખુદાનો મિત્ર, ન્યાયની બાબતમાં હસ્તક્ષેપ કરે છે ત્યારે તેમના આગ્રહ અને આજીજી છતાં અલ્લાહતઆલાહ અપરાધી કોમની બાબતમાં તેમની ભલામણને રદ કરી દે છે.

(૨) આ પ્રવચનમાં આ વાત પણ કુરૈશને સમજાવવાનો ઉદ્દેશ્ય છે કે અલ્લાહતઆલાનો દંડ અને સજાનો કાનૂન, જેનાથી લોકો સાવ બેખોફ અને સલામત બની બેઠા હતાં, તે કેવી રીતે ઇતિહાસ દરમ્યાન સાતત્યપૂર્વક અને નિયમિત રીતે જાહેર થતો રહયો છે અને ખુદ તેમની આસપાસ તેની કેવી ખુલ્લી નિશાનીઓ મોજૂદ છે. એક તરફ હઝરત ઇબ્રાહીમ અ.સ. છે જે સત્ય કાજે ઘરબાર છોડીને એક અજાણ્યા દેશમાં રહે છે અને દેખીતી રીતે કોઈ તાકાત તેમની પાસે નથી પરંતુ અલ્લાહતઆલા તેમના ઉમદા કાર્યનું આ ફળ તેમને આપે છે કે વાંઝણી પત્નીના પેટે ઘડપણમાં ઇસ્હાક અ.સ. જન્મે છે. પછી તેમને ત્યાં યાકૂબ અ.સ.નો જન્મ થાય છે અને તેમના દ્વારા બનીઇસ્રાઈલનો એ શાનદાર વંશવેલો ચાલે છે જેની મહાનતાના ડંકા સદીઓ સુધી એ જ ફિલિસ્તીન અને સીરિયામાં વાગતા રહ્યાં જયાં હઝરત ઇબ્રાહીમ અ.સ. એક બેઘર હિજરતી તરીકે આવીને વસ્યા હતાં. બીજી તરફ લૂતની કોમ છે જે આ જ ભૂમિના એક ભાગમાં તેની સમૃદ્ધિમાં મગ્ન તથા દુરાચારોમાં મદમસ્ત છે. દૂર દૂર સુધી કયાંય તેમના વિનાશના ચિહ્નો દેખાતાં નથી અને લૂત અ.સ.ની શિખામણોને તેઓ તરત જ રદ કરી દે છે. પરંતુ જે તારીખે ઇબ્રાહીમ અ.સ.ના વંશમાંથી એક ખૂબ જ સદ્ભાગી કોમના ઊઠાવવાનો

قَالَ هٰذَا يَوْمٌ عَصِيْبٌ ﴿٧٧﴾ وَجَآءَهٗ قَوْمُهٗ يُهْرَعُوْنَ اِلَيْهِ ؕ وَ
مِنْ قَبْلُ كَانُوْا يَعْمَلُوْنَ السَّيِّاٰتِ ؕ قَالَ يٰقَوْمِ هٰٓؤُلَآءِ بَنَاتِيْ هُنَّ
اَطْهَرُ لَكُمْ فَاتَّقُوا اللّٰهَ وَلَا تُخْزُوْنِ فِيْ ضَيْفِيْ ؕ اَلَيْسَ مِنْكُمْ
رَجُلٌ رَّشِيْدٌ ﴿٧٨﴾ قَالُوْا لَقَدْ عَلِمْتَ مَا لَنَا فِيْ بَنٰتِكَ مِنْ حَقٍّ ۚ

**કહેવા લાગ્યો કે આજે મોટી મુસીબતનો દિવસ છે.[૮૬] (જેવા આ મહેમાનો આવ્યાં કે) તેની કોમના લોકો બેકાબૂ બનીને તેના ઘરની તરફ દોડી પડ્યાં. પહેલાંથી તેઓ આવા જ કૂકર્મોની ટેવો ધરાવતા હતાં. લૂતે તેમને કહ્યું ''ભાઈઓ, આ મારી પુત્રીઓ હાજર છે, આ તમારા માટે વધારે પાક છે.[૮૭] થોડો અલ્લાહનો ડર રાખો અને મારા મહેમાનોના મામલામાં મને ફજેત ન કરો. શું તમારામાં કોઈ ભલો માણસ નથી ?'' તેમણે જવાબ આપ્યો ''તને તો ખબર જ છે કે તારી પુત્રીઓમાં અમારો કોઈ હિસ્સો નથી[૮૮]**

ફેંસલો કરવામાં આવે છે બરાબર તે જ તારીખે આ દુરાચારી કોમને દુનિયામાંથી નેસ્ત-નાબૂદ કરવાનો હુકમ લાગુ કરવામાં આવે છે અને તેને એવા બોધપાઠ આપતી રીતે નષ્ટ કરવામાં આવે છે કે આજે એ વસ્તીઓનું નામ-નિશાન કયાંય શોધ્યે જડતું નથી.

(૮૫) સૂરઃ આ'રાફના ૧૦મા રુકૂઅની નોંધો નજર સમક્ષ રાખવી.

(૮૬) આ કિસ્સાની જે વિગતો કુર્આનમજીદમાં વર્ણવવામાં આવી છે તેના સંદર્ભો ઉપરથી આ વાત સ્પષ્ટપણે સમજાય છે કે આ ફરિશ્તા સુંદર કિશોરોના રૂપમાં હઝરત લૂત અ.સ.ને ત્યાં પહોંચ્યા હતાં અને હઝરત લૂત અ.સ. આ વાત જાણતા ન હતાં કે તે ફરિશ્તા છે. આ જ કારણ છે કે આ મહેમાનોના આગમનથી તેમને ભારે પરેશાની અને દુખ થયું કારણ કે તેઓ તેમની કોમને જાણતા હતાં કે તે કેવી દુરાચારી અને કેટલી નિર્લજ્જ બની ગયેલી છે.

(૮૭) શકય છે કે હઝરત લૂત અ.સ.નો ઇશારો તેમની કોમની કન્યાઓ તરફ હોય કેમ કે નબી પોતાની કોમ માટે બાપનો દરજ્જો ધરાવે છે અને કોમની કન્યાઓ તેની નજરમાં તેની પુત્રીઓ સમાન હોય છે. અને આ પણ હોઈ શકે કે તેમનો ઈશારો ખુદ તેમની પોતાની દીકરીઓ તરફ પણ હોય. જે હોય તે પણ બન્ને સ્થિતિઓમાં આ અનુમાન કરવા માટે કોઈ કારણ નથી કે હઝરત લૂત અ.સ.એ તેમની સાથે વ્યભિચાર કરવાનું કહ્યું હશે. ''આ તમારા માટે વધારે પાક છે.'' કથન આવા ખોટા અર્થઘટન માટે કોઈ ગુંજાશ રહેવા દેતું નથી. હઝરત લૂત અ.સ.નો આશય સ્પષ્ટપણે આ હતો કે તમારી કામવાસનાને એ પ્રાકૃતિક અને કાયદેસર રીતે પૂરી કરો જે અલ્લાહતઆલાએ ઠરાવેલી છે અને આના માટે સ્ત્રીઓની અછત નથી.

(૮૮) આ કથન આ લોકોના મનનું પૂર્ણ ચિત્ર રજૂ કરી દે છે કે તેઓ ગંદકીમાં કેટલી હદે ડૂબી ગયેલા

وَ اِنَّكَ لَتَعْلَمُ مَا نُرِيْدُ ﴿٧٩﴾ قَالَ لَوْ اَنَّ لِيْ بِكُمْ قُوَّةً اَوْ اٰوِيْۤ اِلٰى
رُكْنٍ شَدِيْدٍ ﴿٨٠﴾ قَالُوْا يٰلُوْطُ اِنَّا رُسُلُ رَبِّكَ لَنْ يَّصِلُوْۤا اِلَيْكَ
فَاَسْرِ بِاَهْلِكَ بِقِطْعٍ مِّنَ الَّيْلِ وَ لَا يَلْتَفِتْ مِنْكُمْ اَحَدٌ اِلَّا
امْرَاَتَكَ ؕ اِنَّهٗ مُصِيْبُهَا مَاۤ اَصَابَهُمْ ؕ اِنَّ مَوْعِدَهُمُ الصُّبْحُ ؕ

**અને તું આ પણ જાણે છે કે અમે શું ઇચ્છીએ છીએ.'' લૂતે કહ્યું ''કદાચ મારી પાસે એટલી તાકાત હોત કે તમને સીધા કરી દેત, અથવા કોઈ મજબૂત સહારો જ હોત કે તેનો આશરો મેળવી લેત.'' ત્યારે ફરિશ્તાઓએ તેને કહ્યું કે ''હે લૂત, અમે તારા માલિકના મોકલેલાં ફરિશ્તા છીએ, આ લોકો તારૂં કંઈ બગાડી નહીં શકે. બસ તું થોડી રાત બાકી હોય ત્યારે તારા કુટુંબકબીલાને લઈને નીકળી જા. અને જુઓ, તમારામાંથી કોઈ માણસ પાછળ વળીને ન જુએ.[૮૮] પરંતુ તારી પત્ની (સાથે નહીં જાય), કેમ કે તેની ઉપર પણ એ જ વીતવાનું છે જે આ લોકો ઉપર વીતવાનું છે.[૮૯] તેમના વિનાશ માટે સવારનો સમય નક્કી છે.**

હતાં. વાત એટલે સુધી જ મર્યાદિત રહી ન હતી કે તેઓ પ્રકૃતિ અને પાકીના માર્ગથી ચલિત થઈને એક ગંદા અકુદરતી માર્ગ ઉપર ચાલી નીકળ્યા હતાં, બલકે નોબત એટલે સુધી પહોંચી ગઈ હતી કે તેમનો સંપૂર્ણ ઝોક અને અભિરૂચિ હવે માત્ર આ ગંદા માર્ગમાં જ હતી. તેમના મનમાં આ ગંદકીની જ ચાહત બાકી રહી હતી અને તેઓ પ્રકૃતિ અને પાકીના માર્ગ વિષે આ બોલવામાં સહેજ પણ શરમ અનુભવતા ન હતાં કે આ રસ્તો તો અમારા માટે બન્યો જ નથી. આ નૈતિકતાના પતન અને મનની વિકૃતિની પરાકાષ્ઠા છે જેના કરતા નીચા કોઈ દરજજાની કલ્પના કરી શકાય તેમ નથી. એ માણસનો મામલો તો બહુ હળવો છે જે માત્ર તેના મનની નબળાઈના કારણે હરામ કામમાં પડી જાય છે પરંતુ હલાલને પસંદગીપાત્ર અને હરામને દૂર રહેવાને પાત્ર વસ્તુ માનતો હોય. આવો માણસ કયારેક સુધરી પણ શકે છે અને ન સુધરે તો પણ બહુ બહુ તો આ જ કહી શકાય કે તે એક બગડેલો માણસ છે. પરંતુ જયારે કોઈ માણસની સઘળી અભિરૂચિ હરામ જ હોય અને તે એમ સમજે કે હલાલ તેના માટે છે જ નહીં તો તેની ગણના મનુષ્યોમાં કરી શકાય નહીં. તે ખરેખર એક ગંદું જીવડું છે જે ગંદકીમાં જ ઉછરે છે અને પાકી સાથે તેની પ્રકૃતિ સહેજ પણ મેળ ખાતી નથી. આવા જીવડાં જો કોઈ ચોખ્ખાઈપ્રિય માણસના ઘરમાં પેદા થઈ જાય તો તે સૌથી પહેલાં જંતુનાશક દવા નાખીને તેમના અસ્તિત્વથી તેનું ઘર પાક કરી દે છે. તો પછી ખુદા તેની ધરતી ઉપર આવા ગંદા જીવડાંના સમુદાયને કયાં સુધી સહન કરી શકે તેમ હતો?

(૮૯) આનો અર્થ આ છે કે હવે તમને માત્ર આ ચિંતા હોવી જોઈએ કે કેવી રીતે ઝડપીમાં ઝડપી રીતે આ વિસ્તારમાંથી નીકળી જાઓ. કયાંક આવું ન થાય કે પાછળ થતી હોહા અને ધડાકાં સાંભળીને રસ્તામાં થોભી જાઓ અને જે ક્ષેત્રને આફત માટે નિર્ધારિત કરી દેવામાં આવ્યું છે તેમાં આફતનો સમય આવી ગયા પછી પણ

اَلَيْسَ الصُّبْحُ بِقَرِيْبٍ ۝٨١ فَلَمَّا جَآءَ اَمْرُنَا جَعَلْنَا عَالِيَهَا
سَافِلَهَا وَ اَمْطَرْنَا عَلَيْهَا حِجَارَةً مِّنْ سِجِّيْلٍ ۙ مَّنْضُوْدٍ ۝٨٢
مُّسَوَّمَةً عِنْدَ رَبِّكَ ؕ وَمَا هِىَ مِنَ الظّٰلِمِيْنَ بِبَعِيْدٍ ۝٨٣
وَ اِلٰى مَدْيَنَ اَخَاهُمْ شُعَيْبًا ؕ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا
لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ وَلَا تَنْقُصُوا الْمِكْيَالَ وَالْمِيْزَانَ
اِنِّىْٓ اَرٰىكُمْ بِخَيْرٍ وَّ اِنِّىْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ مُّحِيْطٍ ۝٨٤
وَ يٰقَوْمِ اَوْفُوا الْمِكْيَالَ وَالْمِيْزَانَ بِالْقِسْطِ وَلَا تَبْخَسُوا




**—સવાર થવામાં હવે વાર જ કેટલી છે !"**

**પછી જ્યારે અમારા ફેંસલાનો સમય આવી ગયો ત્યારે અમે એ વસ્તીને ઊંધીચત્તી કરી દીધી અને તેની ઉપર પાકેલી માટીના પથ્થર સતત વરસાવ્યાં[૯૧] જેમાંનો દરેક પથ્થર તારા માલિકને ત્યાં નિશાની કરેલો[૯૨] હતો. અને જુલમીઓથી આ આપત્તિ જરાય દૂર નથી.[૯૩] (રુકૂઅ ૭)**

**અને મદ્‌યનવાળાઓની તરફ અમે તેમના ભાઈ શુઐબને મોકલ્યો.[૯૪] તેણે કહ્યું "હે મારી કોમના લોકો, અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ખુદા નથી. અને તોલમાપમાં ઓછું ન કરો. આજે હું તમને સારી હાલતમાં જોઈ રહ્યો છું, પરંતુ મને ડર છે કે કાલે તમારી ઉપર એવો દિવસ આવશે જેની આપત્તિ સૌને ઘેરી વળશે. અને હે મારી કોમના ભાઈઓ, સાચી રીતે ન્યાયપૂર્વક પૂરું માપો અને તોલો અને લોકોને તેમની વસ્તુઓમાં**

તમારામાંથી કોઈ રોકાયેલો રહી જાય.

(૯૦) આ ત્રીજો પદાર્થપાઠ આપતો કિસ્સો છે જે આ સૂરઃમાં લોકોને આ પાઠ શિખવવા માટે વર્ણવવામાં આવ્યો છે કે તમને કોઈ મહાત્મા સાથેનો સંબંધ અથવા કોઈ સંતની ભલામણ તમારા ગુનાઓના બદલાથી બચાવી શકતાં નથી.

(૯૧) લગભગ આ આફત એક ભારે ભૂકંપ અને જવાળામુખીના વિસ્ફોટના રૂપમાં આવી હતી. ભૂકંપે તેમની વસ્તીઓને ઊલટપુલટ કરી દીધી અને આગ ઓકતા પદાર્થોના વિસ્ફોટથી તેમની ઉપર ભારે પથ્થરો વરસ્યાં. પાકેલી માટીના પથ્થરોનો અર્થ કદાચ તે પથ્થર બની ગયેલી માટી છે જે જવાળામુખીના

النَّاسَ اَشْيَآءَهُمْ وَلَا تَعْثَوْا فِى الْاَرْضِ مُفْسِدِيْنَ ﴿٨٥﴾ بَقِيَّتُ اللّٰهِ
خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ۚ وَمَآ اَنَا عَلَيْكُمْ بِحَفِيْظٍ ﴿٨٦﴾ قَالُوْا
يٰشُعَيْبُ اَصَلٰوتُكَ تَاْمُرُكَ اَنْ نَّتْرُكَ مَا يَعْبُدُ اٰبَآؤُنَآ اَوْ اَنْ نَّفْعَلَ

**ઓછું ન આપો અને ધરતીમાં બગાડ ફેલાવતા ન ફરો. અલ્લાહની આપેલી બચત તમારા માટે વધારે સારી છે જો તમે મોમિન છો. અને દરેક હાલતમાં હું તમારી ઉપર કોઈ દેખરેખ રાખનાર નથી.''[૯૫]**

**તેમણે જવાબ આપ્યો ''હે શુઐબ, શું તારી નમાઝ તને આ શીખવાડે છે[૯૬] કે અમે આ બધાં જ ખુદાઓને છોડી દઈએ જેમની પૂજા અમારા બાપદાદા કરતા હતાં ? અથવા આ કે અમને અમારા માલમાં અમારી**

વિસ્તારમાં ધરતીના પેટાળની ગરમી અને લાવારસની અસરથી પથ્થરનું રૂપ ધારણ કરી લે છે. આજ સુધી લૂત સમુદ્રના દક્ષિણ અને પૂર્વના વિસ્તારોમાં ધરતીના વિસ્ફોટના ચિહ્નો ચારે તરફ દેખાય છે.

(૯૨) એટલે કે દરેકેદરેક પથ્થર ખુદા તરફથી નિશાન કરેલો હતો કે તેણે વિનાશનું શું કામ કરવાનું છે તથા કયા પથ્થરે કયા અપરાધી ઉપર પડવાનું છે.

(૯૩) એટલે કે આજે જે લોકો જુલમના માર્ગે ચાલી રહયાં છે તે લોકો પણ આ આફતને પોતાનાથી દૂર ન માને. આફત જો લૂતની કોમ ઉપર આવી શકતી હતી તો આ લોકોની ઉપર પણ આવી શકે છે. ખુદાને લૂતની કોમ વિવશ કરી શકી ન હતી, ન તો આ લોકો જ કરી શકે છે.

(૯૪) સૂરઃ આ'રાફના રુકૂઅ ૧૧ ની નોંધો નજર સમક્ષ રહે.

(૯૫) એટલે કે મારું કોઈ જોર તમારી ઉપર ચાલતું નથી. હું તો બસ એક શુભેચ્છક ઉપદેશક આપનાર છું. બહુ બહુ તો આટલું જ કરી શકું કે તમને સમજાવી દઉં. આગળ તમારી મરજી, ચાહો તો માનો, ચાહો તો ન માનો સવાલ મારી પૂછપરછથી ડરવાનો કે નહીં ડરવાનો નથી, અસલ વસ્તુ ખુદાની પૂછપરછ છે જેનો જો તમને થોડો પણ ડર હોય તો તમારી આ હરકતોથી અટકી જાઓ.

(૯૬) હકીકતમાં આ એક કટાક્ષમય વાકય છે જેનો હાર્દ આજે પણ તમે એ દરેક સમાજમાં જોશો જે ખુદાથી ગાફેલ અને ગુનાખોરીમાં ડૂબેલો હોય. નમાઝ દીનદારીની સૌથી પહેલી અને સૌથી વધુ દેખીતી વસ્તુ છે, અને દીનદારીને ગુનાખોર લોકો એક ખતરનાક, બલકે સૌથી વધુ ખતરનાક, રોગ માને છે, એટલા માટે નમાઝ આવા લોકોના સમાજમાં ઈબાદતના બદલે રોગનું ચિહ્ન ગણાય છે. કોઈ માણસને તેમની વચ્ચે નમાઝ પઢતો જોઈને તેમને તરત જ એવું લાગે છે કે આ માણસ ઉપર ''દીનદારીના રોગ''નો હુમલો થઈ ગયો છે. પછી આ લોકો દીનદારીના આ વિશિષ્ટ ગુણને પણ ઓળખે છે કે આ વસ્તુ જે કોઈ માણસમાં પેદા થઈ જાય છે તે ફકત તેના સારા કર્મો ઉપર સંતોષ માનતો નથી બલકે બીજાંને સુધારવાનો પ્રયાસ કરે છે, અને અધર્મ અને અનૈતિકતાની ટીકા કર્યા વિના તે રહી શકતો નથી, એટલા માટે નમાઝ માટે તેમની બેચેની ફકત આ રીતે જ હોતી નથી કે તેમના

فِيْٓ اَمْوَالِنَا مَا نَشٰٓؤُا ؕ اِنَّكَ لَاَنْتَ الْحَلِيْمُ الرَّشِيْدُ ﴿٨٧﴾ قَالَ يٰقَوْمِ
اَرَءَيْتُمْ اِنْ كُنْتُ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّيْ وَ رَزَقَنِيْ مِنْهُ رِزْقًا حَسَنًا ؕ

**ઈચ્છા પ્રમાણે વપરાશનો અધિકાર ન હોય ?[૯૭] બસ તું જ તો એક સહિષ્ણું અને સત્યવાન માણસ રહી ગયો છે !''**

**શુઐબે કહ્યું, ''ભાઈઓ, તમે પોતે જ વિચારો કે જો હું મારા માલિક તરફથી એક ખુલ્લી ગવાહી ઉપર હતો અને પછી તેણે પોતાના ત્યાંથી મને ઉત્તમ રોજી પણ એનાયત કરી[૯૮] (ત્યારે આના પછી હું તમારી ગુમરાહીઓ અને હરામખોરીઓમાં તમારો**

એક ભાઈ દીનદારીના રોગમાં સપડાઈ ગયાં છે બલકે તેની સાથે તેમને આ ખટકો પણ લાગી જાય છે કે હવે ટૂંક સમયમાં જ નૈતિક મૂલ્યો અને પ્રમાણિકતાનો ઉપદેશ શરૂ થવાનો છે અને સામાજિક જીવનના દરેક પાસામાં ખામીઓ શોધવાનો એક અવિરત સિલસિલો શરૂ થવાની તૈયારીમાં છે. આ જ કારણસર આવા સમાજમાં નમાઝ સૌથી વધારે મ્હેણાંટોણાંનું લક્ષ્ય બને છે. અને જો કયાંક નમાઝી માણસ બરાબર તેમની આશંકાઓ પ્રમાણે, જે તેની નમાઝ પહેલાં જ તેમની અંદર પેદા થઈ ગઈ હતી, બૂરાઈઓની ટીકા અને ભલાઈઓ માટે અનુરોધ કરવાનું પણ શરૂ કરી દે ત્યારે તો નમાઝને એવી રીતે ભાંડવામાં આવે છે કે જાણે આ બધી જ મુસીબત તેની આણેલી છે.

(૯૭) આ ઈસ્લામની સરખામણીમાં જહાલતની વિચારસરણીની સંપૂર્ણ સમજૂતી છે. ઈસ્લામની વિચારસરણી આ છે કે અલ્લાહની બંદગી સિવાયની જે કોઈ રીત હોય તે ખોટી છે અને તેનું અનુસરણ કરવું જોઈએ નહીં કારણ કે બીજી કોઈ રીત માટે બુદ્ધિ, જ્ઞાન અને આકાશી ગ્રંથોમાં કોઈ દલીલ નથી. આ ઉપરાંત અલ્લાહની બંદગી ફકત એક મર્યાદિત ધાર્મિક ક્ષેત્રમાં જ થવી જોઈએ નહીં બલકે સાંસ્કૃતિક બાબતો, સામાજિક જીવન, અર્થવ્યવસ્થા, રાજકારણ, એટલે કે જીવનના તમામ ક્ષેત્રોમાં થવી જોઈએ, એટલા માટે કે દુનિયામાં માણસની પાસે જે કંઈ પણ છે તે અલ્લાહનું જ છે અને માણસ કોઈ પણ વસ્તુ ઉપર અલ્લાહની મરજીથી મુકત બનીને સ્વાયત્ત બનીને ભોગવટો કરવાનો કોઈ અધિકાર ધરાવતો નથી. તેની સરખામણીમાં જહાલતની વિચારસરણી આ છે કે બાપદાદાના જમાનાથી જે પરંપરા ચાલતી આવી હોય તેનું અનુસરણ માણસે કરવું જોઈએ અને તેનું અનુસરણ કરવા માટે આના સિવાય કોઈ વધારાની દલીલની કોઈ જરૂર નથી કે તે બાપદાદાની રીત છે. બીજું, ધર્મનો સંબંધ માત્ર પૂજાપાઠ સુધી જ મર્યાદિત છે, અને આપણા જીવનના અન્ય સામાન્ય સાંસારિક મામલાઓની વાત કરીએ તો તેમાં જેમ ઈચ્છીએ તેમ કરવાની આપણને સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ.

આના ઉપરથી આ પણ સમજી શકાય છે કે જીવનને ધાર્મિક અને સાંસારિક ક્ષેત્રોમાં અલગ અલગ વહેંચી દેવાનો ખ્યાલ આજે કોઈ નવો ખ્યાલ નથી બલકે આજથી ત્રણ-સાડા ત્રણ હજાર વર્ષ પહેલાં હઝરત શુઐબ અ.સ.ની કોમને પણ આ વહેંચણી માટે આવો જ આગ્રહ હતો જેવો આજે પશ્ચિમના વિદ્વાનો અને તેમના પૂર્વના સાગરીતોને છે. વાસ્તવમાં આ કોઈ નવી ''રોશની'' નથી જે માનવીને આજે ''માનસિક ઉત્ક્રાંતિ'' ના લીધે મળી ગઈ છે, બલકે આ એ જ જૂનવાણી અંધકારમય વિચારસરણી છે જે હજારો વર્ષ પહેલાંની જહાલતની હાલતમાં પણ આવી જ રીતે જોવા મળતી હતી. અને તેની સામે ઈસ્લામનો સંઘર્ષ પણ આજનો નથી, ઘણો પ્રાચીન છે.

وَمَآ اُرِيْدُ اَنْ اُخَالِفَكُمْ اِلٰى مَآ اَنْهٰكُمْ عَنْهُ ؕ اِنْ اُرِيْدُ اِلَّا الْاِصْلَاحَ
مَا اسْتَطَعْتُ ؕ وَمَا تَوْفِيْقِيْۤ اِلَّا بِاللّٰهِ ؕ عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ اُنِيْبُ ﴿۸۸﴾
وَيٰقَوْمِ لَا يَجْرِمَنَّكُمْ شِقَاقِيْۤ اَنْ يُّصِيْبَكُمْ مِّثْلُ مَآ اَصَابَ قَوْمَ
نُوْحٍ اَوْ قَوْمَ هُوْدٍ اَوْ قَوْمَ صٰلِحٍ ؕ وَمَا قَوْمُ لُوْطٍ مِّنْكُمْ بِبَعِيْدٍ ﴿۸۹﴾

**સાથીદાર કઈ રીતે થઈ શકું?). અને હું કદાપિ આ ઇચ્છતો નથી કે જે વાતોથી હું તમને રોકું છું તેનું આચરણ હું પોતે જ કરું.[૯૯] મારાથી બને ત્યાં સુધી હું તો સુધારણા કરવા માગુ છું. અને હું જે કરવા માગુ છું તેનો બધો જ આધાર અલ્લાહની અનુકૂળતા ઉપર છે, તેની જ ઉપર મેં ભરોસો કર્યો અને દરેક મામલામાં તેની જ તરફ વળું છું. અને હે કોમના ભાઈઓ, મારી વિરુદ્ધ તમારો હઠાગ્રહ તમને ક્યાંક એ હાલતે ન પહોંચાડી દે કે છેવટે તમારી ઉપર પણ એ જ આપત્તિ આવીને રહે જે નૂહ અથવા હૂદ અથવા સાલેહની કોમ ઉપર આવી હતી. અને લૂતની કોમ તો તમારાથી બહુ દૂર પણ નથી.[૧૦૦]**

(૯૮) 'રિઝક' શબ્દ અત્રે બમણો અર્થ આપે છે. તેનો એક અર્થ તો સત્યજ્ઞાન છે જે અલ્લાહતઆલા તરફથી એનાયત કરવામાં આવ્યું હોય. અને બીજો અર્થ એ જ છે જે સામાન્ય રીતે માનવામાં આવે છે, એટલે કે જીવનનિર્વાહના એ સાધનો જે અલ્લાહતઆલા તેના બંદાઓને આપે છે. પહેલા અર્થની દૃષ્ટિએ આ આયત એ જ વિષયનું વર્ણન કરી રહી છે જે આ સૂરઃ માં મુહમ્મદ અ.સ.વ., નૂહ અ.સ. અને સાલેહ અ.સ.ના મુખેથી વર્ણવવામાં આવ્યું છે કે નબૂવ્વતની પહેલાં પણ હું મારા માલિક તરફથી સત્યની ખુલ્લી ગવાહી મારા મનમાં તેમજ સૃષ્ટિના ચિહ્નોમાં જોઈ રહયો હતો, અને ત્યારપછી મારા માલિકે સીધેસીધું સત્યજ્ઞાન પણ મને આપી દીધું. હવે મારા માટે આ કેવી રીતે શકય છે કે ઇરાદાપૂર્વક એ ગુમરાહીઓ અને અનૈતિક કામોમાં તમારો સાથ આપું જેમાં તમે પડેલાં છો. અને બીજા અર્થની રીતે આ આયત એ કટાક્ષનો જવાબ છે જે એ લોકોએ હઝરત શુઐબ અ.સ. સામે કર્યો હતો કે ''બસ તમે જ તો એક હોંશિયાર અને સાચા માણસ બાકી રહી ગયાં છો'' આ તીવ્ર અને કડવા હુમલાનો આ ઠંડો જવાબ આપવામાં આવ્યો છે કે ભાઈઓ, જો મારા માલિકે મને સત્ય ઓળખનાર બુદ્ધિ પણ આપી હોય અને હલાલ રોજી પણ આપી હોય તો તમારા મ્હેણાં મારવાથી આ કૃપા અકૃપા કેવી રીતે બની જશે. અને આ મારા માટે કેવી રીતે યોગ્ય હોઈ શકે કે જયારે ખુદાએ મારી ઉપર આ મહેરબાની કરી છે ત્યારે હું તમારી ગુમરાહીઓ અને હરામખોરીઓને સત્ય અને હલાલ કહીને તેના પ્રત્યે અપકાર વ્યકત કરૂં.

(૯૯) એટલે કે મારી સચ્ચાઈનો તમે આ વાત ઉપરથી ખ્યાલ કરી શકો છો કે જે કંઈ હું બીજા માટે કહું છું તેની ઉપર જાતે અમલ કરું છું. જો હું તમને ગૈરૂલ્લાહના સ્થાનકોથી રોકતો હોઉં અને પોતે કોઈ સ્થાનકનો મહંત બનીને બેસી ગયો હોઉં તો તમે નિઃશંકપણે એમ કહી શકતા હતાં કે મારી મહંતાઈ ચમકાવવા માટે બીજી દુકાનોની શાખ બગાડવા માગું છું. જો હું તમને હરામનો માલ ખાવાથી રોકતો હોત અને પોતે મારા ધંધામાં અપ્રમાણિકતા

وَاسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْٓا اِلَيْهِ ۭ اِنَّ رَبِّيْ رَحِيْمٌ وَّدُوْدٌ ۝ ٩٠

**જુઓ, તમારા માલિક સમક્ષ માફી માગો અને તેની તરફ પાછા વળો, નિઃશંક મારો માલિક દયાળુ છે અને તેના બંદાઓ પ્રત્યે પ્રેમ ધરાવે છે.**[૧૦૧]

આચરી રહ્યો હોત તો ચોકકસ તમે આ શંકા કરી શકતા હતાં કે હું મારી શાખ જમાવવા માટે પ્રમાણિકતાના ઢોલ વગાડી રહ્યો છું. પરંતુ તમે જુઓ છો કે હું પોતે એ બૂરાઈઓથી બચું છું જેનાથી હું તમને રોકું છું. મારું પોતાનું જીવન એ ડાઘોથી મુક્ત છે જેનાથી તમને મુકત જોવા માગુ છું, મેં મારા માટે પણ એ જ રીત પસંદ કરી છે જેની તરફ હું તમને બોલાવી રહ્યો છું. આ વસ્તુ આ વાતની સાક્ષી માટે પૂરતી છે કે હું મારા સંદેશમાં સાચો છું.

(૧૦૦) એટલે કે લૂતની કોમની ઘટના તો હમણાં તાજેતરની જ છે અને તમારી નજીકની જ વસ્તીમાં બની ગયેલી છે. લગભગ એ વખતે લૂતની કોમના નાશને છસ્સો કે સાતસો વર્ષથી વધારે સમય પસાર થયો ન હતો અને ભૌગોલિક દષ્ટિએ પણ શુઐબની કોમનો પ્રદેશ આ વિસ્તારની તદ્દન લગોલગ આવેલો હતો જયાં લૂતની કોમ રહેતી હતી.

(૧૦૧) એટલે કે અલ્લાહતઆલા કઠોર દિલનો અને નિર્દયી નથી. તેને તેની મખ્લૂક સાથે કોઈ દુશ્મનાવટ નથી કે અમસ્તાં જ સજા આપવા માટે તેનું મન થાય અને તેના બંદાઓને મારી મારીને જ તે ખુશ થાય. તમે લોકો તમારા વિદ્રોહમાં હદથી આગળ નીકળી જાઓ છો અને કોઈ પણ રીતે બગાડ ફેલાવવાથી અટકતાં નથી ત્યારે તે તમને કમને સજા આપે છે નહીં તો તેનો સ્વભાવ તો આ છે કે તમે ગમે તેટલા ગુના કરેલાં હોય પણ જયારે તમે તમારા કર્મો બદલ પસ્તાવો કરીને તેની તરફ પાછા ફરશો ત્યારે તેની કૃપાનું પાલવ તમારા માટે ખૂબ વિશાળ જોશો કેમ કે પોતાની જ સર્જેલી મખ્લૂક સાથે તે અસીમ પ્રેમ રાખે છે.

આ વિષયને નબી અ.સ.વ. એ બે ખૂબ જ નાજુક ઉદાહરણો વડે સ્પષ્ટ કર્યો છે. એક ઉદાહરણ તો આપે આપ્યું છે કે જો તમારામાંથી કોઈ માણસનું ઊંટ કોઈ ઉજ્જડ વેરાન રણમાં ખોવાઈ ગયું હોય અને તેના ખાધા-ખોરાકીનો સામાન પણ તે જ ઊંટ ઉપર હોય તથા તે માણસ તેને શોધી શોધીને નિરાશ થઈ ગયો હોય, એટલે સુધી કે જીવનની આશા ગુમાવીને એક ઝાડની નીચે સૂઈ ગયો હોય, અને બરાબર એવી જ હાલતમાં એકાએક તે જુએ કે તેનો ઊંટ સામે ઊભો છે, ત્યારે તે વખતે જે આનંદ તેને થશે તેનાથી ઘણો વધારે આનંદ અલ્લાહને તેના ભટકી ગયેલા બંદાના પાછા આવી જવાથી થાય છે. બીજું ઉદાહરણ આનાથી પણ વધારે પ્રભાવશાળી છે. હઝરત ઉમર રદિ. કહે છે કે એક વખતે નબી સ.અ.વ. સમક્ષ કેટલાક યુદ્ધ કેદીઓ કેદ પકડાઈને આવ્યાં. તેમાં એક મહિલા પણ હતી જેનું ધાવણું બાળક વિખૂટું પડી ગયું હતું અને તે મમતાની મારી એવી વ્યાકુળ થઈ ગઈ હતી કે જે બાળકને જોતી તેને છાતીએ વળગાડીને ધવડાવવા માંડતી હતી. નબી સ.અ.વ.એ તેની આવી હાલત જોઈને અમને પૂછયું, શું તમે લોકો આ અપેક્ષા રાખી શકો છો કે આ મા તેના બાળકને ખુદ પોતાના હાથે આગમાં ફેંકી દેશે? અમે કહયું, કદાપિ નહીં, પોતે ફેંકવાની વાત તો દૂર રહી, તે જાતે પડતો હોય તો તે તેનાથી બનતો બધો પ્રયાસ કરીને તેને બચાવવામાં કોઈ કસર બાકી નહીં રાખે. નબી સ.અ.વ. એ કહયું الله ارحم بعباده من هٰذه بولدها "અલ્લાહની દયા તેના બંદાઓ ઉપર આના કરતાં ઘણી વધારે છે જે આ મહિલા પોતાના બાળક માટે ધરાવે છે."

અને આમેય વિચાર કરવાથી આ વાત સારી રીતે સમજમાં આવી શકે છે. તે અલ્લાહ જ તો છે જેણે

قَالُوْا يٰشُعَيْبُ مَا نَفْقَهُ كَثِيْرًا مِّمَّا تَقُوْلُ وَ اِنَّا لَنَرٰىكَ فِيْنَا
ضَعِيْفًا ۚ وَ لَوْلَا رَهْطُكَ لَرَجَمْنٰكَ ۖ وَمَاۤ اَنْتَ عَلَيْنَا بِعَزِيْزٍ ﴿٩١﴾ قَالَ
يٰقَوْمِ اَرَهْطِيْۤ اَعَزُّ عَلَيْكُمْ مِّنَ اللّٰهِ ؕ وَاتَّخَذْتُمُوْهُ وَرَآءَكُمْ ظِهْرِيًّا ؕ
اِنَّ رَبِّيْ بِمَا تَعْمَلُوْنَ مُحِيْطٌ ﴿٩٢﴾ وَ يٰقَوْمِ اعْمَلُوْا عَلٰى مَكَانَتِكُمْ اِنِّيْ

---

**તેમણે જવાબ આપ્યો ‘‘હે શુઐબ, તારી ઘણી વાતો તો અમારી સમજમાં જ આવતી નથી.[૧૦૨] અને અમે જોઈએ છીએ કે તું અમારી વચ્ચે એક જોર વગરનો માણસ છે, તારી બિરાદરી ન હોત તો અમે ક્યારનોય તને પથ્થરો મારીને મારી નાખ્યો હોત, તારી તાકાત એટલી તો નથી કે અમને ભારે પડે.’’[૧૦૩]**

**શુઐબે કહ્યું ‘‘ભાઈઓ, શું મારો કબીલો તમારા માટે અલ્લાહ કરતાં વધારે ભારે છે કે તમે (બિરાદરીથી તો ડર્યાં અને) અલ્લાહને સાવ પીઠ પાછળ નાખી દીધો ? જાણી રાખો કે તમે જે કંઈ કરી રહ્યાં છો તે અલ્લાહની પકડ બહાર નથી. હે મારી કોમના લોકો, તમે તમારી રીતે કામ કર્યે જાઓ અને હું મારી રીતે**

---

બાળકોના ઊછેર માટે મા-બાપના દિલોમાં પ્રેમ પેદા કર્યો છે. નહીં તો હકીકત તો આ છે કે જો ખુદા આ પ્રેમને પેદા ન કરત તો મા અને બાપથી વધારે બાળકોનો કોઈ દુશ્મન ન હોત કેમ કે સૌથી વધારે તે જ તેમના માટે તકલીફ આપનારાં હોય છે. હવે દરેક માણસ જાતે સમજી શકે છે કે જે ખુદા માતાના પ્રેમ અને પિતાના વાત્સલ્યને પેદા કરનાર છે તેની અંદર પોતાની મખ્લૂક માટે કેટલો બધો પ્રેમ હશે.

(૧૦૨) આ સમજમાં ન આવવું આ કારણે ન હતું કે હઝરત શુઐબ અ.સ. કોઈ પારકી ભાષામાં વાત કરી રહ્યા હતાં, અથવા તેમની વાતો ખૂબ મોઘમ અને ગુંચવણભરી હતી. વાતો તો બધી સ્પષ્ટ અને સીધી જ હતી તથા એ જ ભાષામાં કરવામાં આવતી હતી જે આ લોકો બોલતા હતાં, પરંતુ તેમના મગજનું બીબું એટલી હદે વક્ર થઈ ગયેલું હતું કે હઝરત શુઐબ અ.સ.ની સીધી વાતો કોઈ રીતે તેમાં ઊતરી શકતી ન હતી. સામાન્ય નિયમ છે કે જે લોકો પૂર્વગ્રહો અને મનની ઈચ્છાઓની ગુલામીમાં કટ્ટર રીતે પડેલાં હોય છે તથા કોઈ ખાસ પ્રકારની વિચારસરણી ઉપર જડ થઈ ગયેલાં હોય છે, તેઓ પહેલાં તો કોઈ આવી વાત સાંભળતાં જ નથી જે તેમના વિચારો કરતાં અલગ હોય, અને જો સાંભળી પણ લે તો તેમની સમજમાં આવતું નથી કે આ કઈ દુનિયાની વાતો કરવામાં આવી રહી છે.

(૧૦૩) આ વાત નજર સામે રહે કે બરાબર આ જ પરિસ્થિતિ આ આયતોના ઊતરાણ વખતે મક્કામાં પ્રવર્તતી હતી. એ વખતે કુરૈશના લોકો પણ આવી જ રીતે મુહમ્મદ સ.અ.વ.ના લોહીના તરસ્યા બની રહ્યા હતાં અને ઈચ્છતા હતાં કે તેમના જીવનનો અંત લાવી દે. પરંતુ માત્ર આ જ કારણસર તેમની ઉપર હાથ

عَامِلٌ ؕ سَوْفَ تَعْلَمُوْنَ ۙ مَنْ يَّاْتِيْهِ عَذَابٌ يُّخْزِيْهِ وَمَنْ هُوَ
كَاذِبٌ ؕ وَارْتَقِبُوْۤا اِنِّیْ مَعَكُمْ رَقِيْبٌ ﴿۹۳﴾ وَلَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا
شُعَيْبًا وَّالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَاَخَذَتِ الَّذِيْنَ ظَلَمُوا
الصَّيْحَةُ فَاَصْبَحُوْا فِیْ دِيَارِهِمْ جٰثِمِيْنَ ﴿۹۴﴾ ۙ كَاَنْ لَّمْ يَغْنَوْا فِيْهَا ؕ
اَلَا بُعْدًا لِّمَدْيَنَ كَمَا بَعِدَتْ ثَمُوْدُ ﴿۹۵﴾ ع وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى
بِاٰيٰتِنَا وَسُلْطٰنٍ مُّبِيْنٍ ﴿۹۶﴾ ۙ اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ فَاتَّبَعُوْۤا اَمْرَ
فِرْعَوْنَ ۚ وَمَاۤ اَمْرُ فِرْعَوْنَ بِرَشِيْدٍ ﴿۹۷﴾ يَقْدُمُ قَوْمَهٗ يَوْمَ

રુકૂઅ ૮

કરતો રહીશ, ટૂંક સમયમાં જ તમને જણાઈ જશે કે કોની ઉપર અપમાનની આપત્તિ આવે છે અને કોણ જૂઠ્ઠો છે. તમે પણ રાહ જુઓ અને હું પણ તમારી સાથે રાહ જોઉં છું.''

છેવટે જ્યારે અમારા ફેંસલાનો સમય આવી ગયો ત્યારે અમે અમારી કૃપાથી શુઐબ અને તેના સાથીદાર મોમિનોને બચાવી લીધાં અને જે લોકોએ જુલમ કર્યો હતો તેમને એક ભારે ધડાકાએ એવા પકડયાં કે તેઓ તેમની વસ્તીઓમાં નિશ્ચેતન અવસ્થામાં પડેલા જ રહી ગયાં જાણે કે તેઓ ત્યાં કયારેય વસ્યા જ ન હતાં.

સાંભળો, મદ્‌યનવાળાં પણ દૂર ફેંકી દેવામાં આવ્યાં જેવી રીતે સમૂદ ફેંકી દેવામાં આવ્યા હતાં. (રુકૂઅ ૮)

અને મૂસાને અમે અમારી ખુલ્લી નિશાનીઓ અને નિમણૂંકના સ્પષ્ટ પ્રમાણ સાથે ફિરઔન અને તેના રાજદરબારીઓ તરફ મોકલ્યો, પરંતુ તેમણે ફિરઔનના હુકમનું પાલન કર્યું જો કે ફિરઔનનો હુકમ સચ્ચાઈ ઉપર ન હતો. કયામતના દિવસે તે તેની

ઉગામતા બીતા હતાં કે બનીહાશિમ તેમની હિમાયતમાં હતાં. પછી હઝરત શુઐબ અ.સ. અને તેમની કોમનો આ કિસ્સો બરાબર કુરૈશ અને મુહમ્મદ સ.અ.વ.ના મામલા ઉપર બેસાડીને વર્ણવવામાં આવી રહ્યો છે, અને આગળ હઝરત શુઐબ અ.સ.નો જે અત્યંત બોધદાયક જવાબ નોંધવામાં આવ્યો છે તેમાં આ અર્થ છૂપાયેલો છે કે હે કુરૈશના લોકો, તમને પણ મુહમ્મદ સ.અ.વ. તરફથી આ જ જવાબ છે.

الْقِيٰمَةِ فَاَوْرَدَهُمُ النَّارَ ؕ وَبِئْسَ الْوِرْدُ الْمَوْرُوْدُ ﴿۹۸﴾ وَاُتْبِعُوْا فِيْ
هٰذِهٖ لَعْنَةً وَّيَوْمَ الْقِيٰمَةِ ؕ بِئْسَ الرِّفْدُ الْمَرْفُوْدُ ﴿۹۹﴾ ذٰلِكَ مِنْ
اَنْۢبَآءِ الْقُرٰى نَقُصُّهٗ عَلَيْكَ مِنْهَا قَآئِمٌ وَّحَصِيْدٌ ﴿۱۰۰﴾ وَمَا
ظَلَمْنٰهُمْ وَلٰكِنْ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ فَمَآ اَغْنَتْ عَنْهُمْ اٰلِهَتُهُمُ الَّتِيْ
يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مِنْ شَيْءٍ لَّمَّا جَآءَ اَمْرُ رَبِّكَ ؕ وَمَا زَادُوْهُمْ

---

**કોમની આગળ આગળ હશે અને તેની આગેવાની હેઠળ તેમને દોજખની તરફ લઈ જશે.[૧૦૪] કેવી ખરાબ છે આ પહોંચવાની જગ્યા કે જ્યાં કોઈ પહોંચે ! અને તે લોકો ઉપર દુનિયામાં પણ ફિટકાર પડી અને કયામતના દિવસે પણ પડશે. કેવો ખરાબ બદલો છે આ જે કોઈને મળે !**

**આ કેટલીક વસ્તીઓનો અહેવાલ છે જે અમે તમને સંભળાવી રહ્યાં છીએ. આમાંથી કેટલીક હજી પણ ઊભી છે અને કેટલીકની તૈયાર ખેતી લણાઈ ગઈ છે. અમે તેમની ઉપર જુલમ કર્યો નથી, તેમણે જાતે જ તેમની ઉપર જુલમ કર્યો. અને જ્યારે અલ્લાહનો હુકમ આવી ગયો ત્યારે તેમના એ ખુદાઓ જેમને તેઓ અલ્લાહને છોડીને પોકારતા હતાં તેમના કોઈ કામમાં આવી ન શક્યાં અને તેમણે વિનાશ અને**

---

(૧૦૪) આ આયત ઉપરથી તેમજ કુર્આનમજીદની કેટલીક બીજી સ્પષ્ટતાઓ ઉપરથી જણાય છે કે જે લોકો દુનિયામાં કોઈ એક કોમ અથવા સમુદાયના આગેવાન હોય છે તે જ કયામતના દિવસે પણ તેમના આગેવાન હશે. જો તેઓ દુનિયામાં નેકી અને સચ્ચાઈ તથા સત્ય તરફથી માર્ગદર્શન આપે છે તો જે લોકોએ અહીં તેમનું અનુસરણ કર્યું છે તેઓ કયામતના દિવસે પણ તેમના જ ઝંડા નીચે એકત્ર થશે અને તેમની આગેવાની હેઠળ જન્નતની તરફ જશે. અને જો તેઓ દુનિયામાં કોઈ અજ્ઞાન, કોઈ અનૈતિકતા અથવા કોઈ એવા માર્ગની તરફ લોકોને બોલાવે છે જે સત્યદીનનો માર્ગ નથી, તો જે લોકો અહીં તેમની પાછળ ચાલી રહ્યાં છે તેઓ ત્યાં પણ તેમની પાછળ હશે અને તેમની આગેવાની હેઠળ જ જહન્નમની દિશામાં જશે. આ જ વિષયની સમજૂતી નબી સ.અ.વ.ના આ કથનમાં જોવા મળે છે امرؤالقيس حامل لواء شعراء الجاهلية الى النار એટલે કે "કયામતના દિવસે અજ્ઞાનની કવિતાનો ઝંડો અમ્રઉલકૈસના હાથમાં હશે અને જહાલતકાળના તમામ આરબ કવિઓ તેની આગેવાની હેઠળ દોજખને રસ્તે જશે." હવે આ દૃશ્ય દરેક માણસ પોતાની કલ્પનાની આંખોની સામે ઊભું કરી શકે છે કે આ બે પ્રકારના સરઘસો કેવી શાન સાથે તેમનાં લક્ષ્ય તરફ જશે. દેખીતું છે કે જે આગેવાનોએ દુનિયામાં લોકોને ઊંધા રસ્તે ચઢાવ્યાં અને સત્યની વિરૂદ્ધ માર્ગો ઉપર ચલાવ્યાં છે તેમનાં અનુયાયીઓ જ્યારે તેમની સગી આંખોએ જોઈ લેશે કે આ જુલમીઓ અમને કેવા ભયાનક અંજામ તરફ ખેંચી લાવ્યાં છે ત્યારે તેઓ તેમની તમામ

غَيْرَ تَتْبِيْبٍ ﴿١٠١﴾ وَ كَذٰلِكَ اَخْذُ رَبِّكَ اِذَآ اَخَذَ الْقُرٰى وَ هِيَ
ظَالِمَةٌ ؕ اِنَّ اَخْذَهٗۤ اَلِيْمٌ شَدِيْدٌ ﴿١٠٢﴾ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّمَنْ خَافَ
عَذَابَ الْاٰخِرَةِ ؕ ذٰلِكَ يَوْمٌ مَّجْمُوْعٌ ۙ لَّهُ النَّاسُ وَ ذٰلِكَ يَوْمٌ

**બરબાદી સિવાય તેમને કોઈ ફાયદો ન આપ્યો.**

**અને જ્યારે તારો માલિક કોઈ જુલમી વસ્તીને પકડે છે ત્યારે તેની પકડ આવી જ હોય છે, હકીકતમાં તેની પકડ ઘણી સખત અને પીડાજનક હોય છે. હકીકતમાં આમાં એક નિશાની છે એ દરેક માણસ માટે જે આખિરતની યાતનાથી ડરે.[૧૦૫] તે એક દિવસ હશે જેમાં તમામ લોકો ભેગાં થશે અને પછી જે કંઈ એ દિવસે થશે સૌની**

મુસીબતો માટે તેમને જ જવાબદાર માનશે અને તેમનું સરઘસ એવી રીતે દોજખ તરફ આગળ વધશે કે આગળ આગળ તે હશે અને પાછળ પાછળ તેમનાં અનુયાયીઓનું ટોળું તેમને ગાળો ભાંડતું અને તેમની ઉપર ફિટકાર વરસાવતું જઈ રહયું હશે. આનાથી વિરૂદ્ધ જે લોકોની આગેવાનીએ લોકોને નિયામતભરી જન્નતોના હક્કદાર બનાવ્યાં હશે તેમનાં અનુયાયીઓ તેમનો આ સુંદર અંજામ જોઈને તેમનાં આગેવાનોને દુઆઓ આપતાં અને તેમના ગુણગાન ગાતાં અને ઉપકારની પુષ્પવર્ષા કરતાં ચાલશે.

(૧૦૫) એટલે કે ઇતિહાસના આ કિસ્સાઓમાં એક એવી નિશાની છે જેની ઉપર જો માનવી વિચાર કરે તો તેને વિશ્વાસ થઈ જશે કે આખિરતની સજા ચોક્કસ થવાની છે અને તેના વિષે પયગમ્બરોએ આપેલી ખબર સાચી છે. બીજું, આ જ નિશાની વડે તે આ પણ જાણી શકે છે કે આખિરતની સજા કેવી સખત હશે અને આ જાણકારી તેના દિલની અંદર ભય જન્માવીને તેને સીધો કરી દેશે.

હવે રહી આ વાત કે ઇતિહાસમાં એ કઈ વસ્તુ છે જેને આખિરત અને તેની સજાની નિશાની ગણી શકાય, તો તેને એ દરેક માણસ સહેલાઈથી સમજી શકે છે જે ઇતિહાસને ફકત કિસ્સાઓનો સંગ્રહ જ માનતો ન હોય બલકે એ કિસ્સાઓના તર્ક ઉપર પણ વિચાર કરતો હોય અને તેના ઉપરથી તારણો પણ કાઢવાની ટેવ ધરાવતો હોય. હજારો વર્ષના માનવ ઇતિહાસમાં કોમો તથા સમુદાયોની ચડતી અને પડતી જે સાતત્ય અને નિયમિતતા સાથે થતી રહી છે અને આ ચડતી અને પડતીમાં જેવી રીતે સ્પષ્ટપણે કેટલાક નૈતિક કારણો કાર્યરત્ રહ્યાં છે, અને પતન પામનારી કોમો જે જે પદાર્થપાઠ આપનારી રીતો દ્વારા પડી છે, આ બધું જ એ હકીકતની તરફ ખુલ્લો ઇશારો છે કે માનવી આ સૃષ્ટિમાં એક એવી રાજસત્તાના શાસન હેઠળ છે જે માત્ર આંધળાં ભૌતિક કાયદાઓ પ્રમાણે રાજ કરી રહી નથી પરંતુ પોતાનો એક તર્કસંગત નૈતિક કાનૂન પણ ધરાવે છે જે પ્રમાણે તે નીતિમત્તાની એક નિશ્ચિત સીમાથી ઉપર રહેનારા લોકોને બદલો આપે છે, તેનાથી નીચે ઊતરી જનારા લોકોને કેટલાક સમય સુધી મહેતલ આપતી રહે છે, અને જ્યારે તેઓ આના કરતાં ઘણાં જ નીચા જતાં રહે છે ત્યારે તેમને પાડીને એવી રીતે ફેંકે છે કે તેઓ એક પદાર્થપાઠ આપનાર કિસ્સો બનીને રહી જાય છે. આ કિસ્સાઓનું હંમેશાં એક ક્રમમાં ઘટતા રહેવું આ વાતમાં સહેજ પણ શંકાની ગુંજાશ બાકી રહેવા દેતું નથી કે બદલો અને દંડ આ સૃષ્ટિના

مَّشْهُوْدٌ ﴿١٠٣﴾ وَمَا نُؤَخِّرُهٗۤ اِلَّا لِاَجَلٍ مَّعْدُوْدٍ ﴿١٠٤﴾ يَوْمَ يَاْتِ لَا
تَكَلَّمُ نَفْسٌ اِلَّا بِاِذْنِهٖ ۚ فَمِنْهُمْ شَقِيٌّ وَّسَعِيْدٌ ﴿١٠٥﴾ فَاَمَّا الَّذِيْنَ
شَقُوْا فَفِى النَّارِ لَهُمْ فِيْهَا زَفِيْرٌ وَّشَهِيْقٌ ﴿١٠٦﴾ خٰلِدِيْنَ

**આંખોની સામે થશે. અમે તેને લાવવામાં કંઈ બહુ વધારે મોડું કરી રહ્યાં નથી, બસ એક ગણતરીની મુદ્દત તેના માટે નક્કી છે. જ્યારે તે આવશે ત્યારે કોઈને બોલવાની હિમ્મત નહીં હોય, સિવાય કે અલ્લાહની પરવાનગીથી કંઈક કહે.[૧૦૬] પછી કેટલાક લોકો તે દિવસે અભાગાં હશે અને કેટલાક સદ્‌ભાગી. જે અભાગાં હશે તેઓ દોજખમાં જશે (જ્યાં ગરમી અને તરસની તીવ્રતાથી) તેઓ હાંફશે અને ફૂંકારા મારશે અને એ જ હાલતમાં**

સામ્રાજ્યનો એક સ્થાયી કાનૂન છે.

પછી જે આફતો અલગ અલગ કોમો ઉપર આવી છે તેમની ઉપર વધુ વિચાર કરવાથી આ પણ ખ્યાલ આવે છે કે બદલા અને દંડના કાનૂની ન્યાયના સિદ્ધાંતની રૂએ જે નૈતિક તકાદાઓ છે તે અમુક હદ સુધી તો આ આફતો દ્વારા ચોક્કસ પૂરા થયાં છે પરંતુ મોટાભાગે હજુ અધૂરાં છે. કેમ કે દુનિયામાં જે આફત આવી તેણે માત્ર એ પેઢીને ઝપટમાં લીધી જે તે આફતના સમયે હયાત હતી. હવે એ પેઢીઓ કે જે દૂષણોના બીજ વાવીને જુલમ અને દુરાચારના પાક તૈયાર કરીને કાપણી પહેલાં જ દુનિયામાંથી વિદાય થઈ ગઈ હતી તથા જેમનાં કરતૂકોનું પરિણામ પાછળની પેઢીઓને ભોગવવું પડયું, તો જાણે કે બદલા અને દંડના કાનૂનના અમલમાંથી એ લોકો બચી નીકળ્યાં છે. હવે જ્યારે આપણે ઈતિહાસનો અભ્યાસ કરીને સૃષ્ટિના સામ્રાજ્યના સ્વભાવને બરાબર સમજી ગયાં છીએ ત્યારે આપણો આ અભ્યાસ જ આ વાતની ગવાહી આપવા માટે પૂરતો છે કે બુદ્ધિ અને ન્યાયની રૂએ બદલા અને દંડના કાનૂનના જે નૈતિક તકાદા હજુ અધૂરાં છે તેમને પૂરાં કરવા માટે આ ન્યાયી સામ્રાજ્ય ચોક્કસ ફરીથી એક બીજી દુનિયા ઊભી કરશે અને ત્યાં બધાં જ જુલમીઓને તેમની કરણીનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને તે બદલો દુનિયાની આ સજાઓ કરતાં પણ વધારે સખત હશે. (જુઓ સૂરઃ આ'રાફ, નોંધ ક્રમાંક ૩૦, સૂરઃ યૂનુસ, નોંધ ક્રમાંક ૧૦)

(૧૦૬) એટલે કે આ મૂર્ખાઓ પોતાની જાતે આ ભરોસે છે કે ફલાણા સંત-બુઝુર્ગ અમારી ભલામણ કરીને અમને બચાવી લેશે, ફલાણા બુઝુર્ગ જીદ કરીને બેસી જશે અને પોતાના એકેએક સંગીને માફી અપાવડાવ્યા વિના માનશે નહીં, ફલાણા સાહેબ કે જે અલ્લાહના બહુ વહાલાં છે જન્નતના રસ્તામાં રિસાઈને બેસી જશે અને તેમના આશ્રિતોની માફીનો પરવાનો લઈને જ હટશે. જો કે હઠ પકડવી અને રિસાવવું એ તો દૂરની વાત છે, એ દબદબાભરી અદાલતમાં કોઈ મોટામાં મોટા માણસ અને કોઈ મોટામાં મોટા પ્રતિષ્ઠિત ફરિશ્તાને પણ બોલવાની હિંમત સુદ્ધાં નહીં હોય અને જો કોઈ કંઈ કહી પણ શકશે તો ત્યારે જ કે જ્યારે હાકેમોનો હાકેમ પોતે તેને કંઈ કહેવાની પરવાનગી આપી દે. તેથી જે લોકો એમ માનીને ગૈરૂલ્લાહના સ્થાનકો ઉપર ભેટો અને ચઢાવા લઈને જઇ રહ્યાં છે કે તેઓ અલ્લાહને ત્યાં મોટી વગ અને પહોંચ ધરાવે છે અને તેમની ભલામણના ભરોસે તેમના કર્મના

فِيْهَا مَا دَامَتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ اِلَّا مَا شَآءَ رَبُّكَ ؕ اِنَّ
رَبَّكَ فَعَّالٌ لِّمَا يُرِيْدُ ﴿۱۰۷﴾ وَاَمَّا الَّذِيْنَ سُعِدُوْا فَفِى الْجَنَّةِ
خٰلِدِيْنَ فِيْهَا مَا دَامَتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ اِلَّا مَا شَآءَ
رَبُّكَ ؕ عَطَآءً غَيْرَ مَجْذُوْذٍ ﴿۱۰۸﴾ فَلَا تَكُ فِىْ مِرْيَةٍ مِّمَّا يَعْبُدُ
هٰٓؤُلَآءِ ؕ مَا يَعْبُدُوْنَ اِلَّا كَمَا يَعْبُدُ اٰبَآؤُهُمْ مِّنْ قَبْلُ ؕ

---

**તેઓ હંમેશાં રહેશે ત્યાં સુધી કે આકાશો અને ધરતી કાયમ છે,[૧૦૭] આ સિવાય કે તારો માલિક બીજું કંઈ ઇચ્છે. નિઃશંક તારો માલિક પૂરો અધિકાર ધરાવે છે કે જે ઇચ્છે કરે.[૧૦૮] રહ્યાં એ લોકો કે જે સદ્‌ભાગી નીવડશે, તો તેઓ જન્નતમાં જશે અને ત્યાં હંમેશાં રહેશે ત્યાં સુધી કે આકાશો અને ધરતી કાયમ છે, આ સિવાય કે તારો માલિક બીજું કંઈ ઇચ્છે.[૧૦૯] આવી બક્ષિશ તેમને મળશે જેનો સિલસિલો ક્યારેય કપાશે નહીં.**

**તો હે નબી, તું એ ખુદાઓની બાબતમાં કોઈ શંકામાં ન રહે કે જેમની આ લોકો પૂજા કરી રહ્યાં છે. આ તો (માત્ર પરંપરાઓનું આંધળું અનુકરણ કરીને) એવી જ રીતે પૂજાપાઠ કરી રહ્યાં છે જેવી રીતે પહેલાં તેમના બાપદાદા કરતા હતાં,[૧૧૦]**

---

ચોપડાં કાળા કર્યે જાય છે ત્યાં તેમને ભારે નિરાશાનો સામનો કરવો પડશે.

(૧૦૭) આ શબ્દોનો અર્થ કાં તો આખિરતની દુનિયાના ધરતી અને આકાશ છે, અથવા તો ફક્ત એક રૂઢિપ્રયોગ તરીકે તેમને શાશ્વતતાના અર્થમાં વાપરવામાં આવ્યાં છે. જે પણ હોય, આજના ધરતી અને આકાશ તો હોઈ શકતાં નથી કેમ કે કુર્આનના નિવેદનની રૂએ કયામતના દિવસે આમને બદલી નાખવામાં આવશે અને જે ઘટનાઓનો ઉલ્લેખ થઈ રહ્યો છે તે ઘટનાઓ કયામત પછી ઘટવાની છે.

(૧૦૮) એટલે કે બીજી કોઈ તાકાત પણ એવી નથી જે આ લોકોને એ કાયમી સજામાંથી બચાવી શકે. અલબત્ત, જો અલ્લાહતઆલા પોતે જ કોઈ પરિણામને બદલવા માગે અથવા કોઈને કાયમી સજા આપવાને બદલે નિશ્ચિત મુદ્દત સુધી સજા આપીને માફ કરી દેવાનો ફેંસલો કરે તો તેને આ કરવાનો પૂરો અધિકાર છે કારણ કે તેના કાનૂનનો તે પોતે જ વિધાતા છે, કોઈ વધારે ઊંચો કાનૂન એવો નથી જે તેની સત્તાઓને સીમિત કરતો હોય.

(૧૦૯) એટલે કે તેમનું જન્નતમાં રોકાવું પણ કોઈ એવા વધારે ઊંચા કાનૂન ઉપર આધારિત નથી જેણે અલ્લાહને એવું કરવા માટે મજબૂર કરી રાખ્યો હોય. બલકે આ પૂર્ણ રીતે અલ્લાહની મહેરબાની હશે કે તે તેમને ત્યાં રાખશે. જો તે તેમનું ભાગ્ય પણ બદલવા માગે તો તેને બદલવાની પૂરી સત્તા તેની પાસે છે.




وَإِنَّا لَمُوَفُّوهُمْ نَصِيبَهُمْ غَيْرَ مَنقُوصٍ ﴿١٠٩﴾ وَلَقَدْ آتَيْنَا مُوسَى
الْكِتَابَ فَاخْتُلِفَ فِيهِ ۚ وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِن رَّبِّكَ
لَقُضِيَ بَيْنَهُمْ ۚ وَإِنَّهُمْ لَفِي شَكٍّ مِّنْهُ مُرِيبٍ ﴿١١٠﴾ وَإِنَّ كُلًّا
لَّمَّا لَيُوَفِّيَنَّهُمْ رَبُّكَ أَعْمَالَهُمْ ۚ إِنَّهُ بِمَا يَعْمَلُونَ خَبِيرٌ ﴿١١١﴾

---

**અને અમે તેમનો હિસ્સો ભરપૂર આપીશું તેમાં કોઈ પણ જાતની કાપકસર કર્યા વિના. (રુકૂઅ ૯)**

**અમે આની પહેલાં મૂસાને પણ ગ્રંથ આપી ચુક્યાં છીએ અને તેના વિષે પણ મતભેદ કરવામાં આવ્યો હતો (જેવી રીતે આજે આ ગ્રંથ વિષે કરવામાં આવી રહ્યો છે જે તમને આપવામાં આવ્યો છે.[૧૧૧]) જો તારા માલિક તરફથી પહેલાંથી જ એક વાત નક્કી કરી દેવાઈ ન હોત તો આ મતભેદ કરનારાઓ વચ્ચે ક્યારનોય ફેંસલો કરી દેવામાં આવ્યો હોત.[૧૧૨] આ હકીકત છે કે આ લોકો આના વિષે શંકા અને અવઢવમાં પડેલાં છે અને આ પણ હકીકત છે કે તારો માલિક તેમને તેમના કર્મોનો પૂરેપૂરો બદલો આપીને રહેશે, નિઃશંક તે આમનાં બધા જ કસ્તૂકોથી માહિતગાર છે.**

---

(૧૧૦) આનો અર્થ આ નથી કે નબી સ.અ.વ. ખરેખર આ ખુદાઓ તરફથી કોઈ શંકામાં હતાં બલકે હકીકતમાં આ વાતો નબી સ.અ.વ.ને સંબોધન કરીને સામાન્ય લોકોને સંભળાવવામાં આવી રહી છે. એટલે કે કોઈ પણ સમજદાર માણસે આ શંકા રાખવી જોઈએ નહીં કે આ લોકો કે જે આ ખુદાઓની પૂજા કરવામાં અને તેમની સમક્ષ પ્રાર્થનાઓ કરવામાં લાગેલાં છે છેવટે તેમણે કંઈક તો જોયું હશે કે જેના કારણે આ લોકો તેમની પાસેથી ફાયદાની આશાઓ રાખે છે. વાસ્તવિકતા આ છે કે આ પૂજા-અર્ચના, ભેટ-સોગાદો અને ચઢાવા તેમજ પ્રાર્થનાઓ કોઈ જ્ઞાન, કોઈ અનુભવ અને કોઈ દાર્શનિક પુરાવાને આધારે નથી, બલકે આ બધું નર્યા આંધળાં અનુકરણના કારણે થઈ રહયું છે. આ જ સ્થાનકો પુરોગામી કોમોને ત્યાં પણ હતાં જ અને આવી જ તેમની કરામતો તેમને ત્યાં પણ પ્રચલિત હતી. પરંતુ જયારે ખુદાની આફત આવી ત્યારે તેઓ નાશ પામ્યાં અને આ સ્થાનકો આમને આમ નકામા પડેલા રહી ગયાં.

(૧૧૧) એટલે કે આ કોઈ નવી વાત નથી કે આજે આ કુર્આન વિષે અલગ અલગ લોકો અલગ અલગ પ્રકારની નુકતેચીનીઓ કરી રહ્યાં છે બલકે આની પહેલાં જયારે મૂસા અ.સ.ને ગ્રંથ આપવામાં આવ્યો હતો ત્યારે તેના વિષે પણ આવા જ અલગ અલગ મતમતાંતરો ઊભા કરવામાં આવ્યા હતાં એટલા માટે હે મુહમ્મદ સ.અ.વ., તમે આ બધું જોઈને દુખી અને હતાશ ન થાઓ કે આવી સીધી અને સ્પષ્ટ વાતો કુર્આનમાં રજૂ કરવામાં આવી રહી છે અને છતાં લોકો તેને સ્વીકારતાં નથી.

(૧૧૨) આ કથન પણ નબી સ.અ.વ. તથા ઈમાનવાળા લોકોને સાંત્વના આપવા માટે અને ધીરજ અપાવવા માટે કહેવામાં આવ્યું છે. આનો અર્થ આ છે કે તમે આ વાત માટે બેચેન ન બનો કે જે લોકો આ

فَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ وَمَنْ تَابَ مَعَكَ وَلَا تَطْغَوْا ؕ اِنَّهٗ بِمَا
تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۱۱۲﴾ وَلَا تَرْكَنُوْٓا اِلَى الَّذِيْنَ ظَلَمُوْا فَتَمَسَّكُمُ
النَّارُ ۙ وَمَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ اَوْلِيَآءَ ثُمَّ لَا تُنْصَرُوْنَ ﴿۱۱۳﴾
وَاَقِمِ الصَّلٰوةَ طَرَفَيِ النَّهَارِ وَزُلَفًا مِّنَ الَّيْلِ ؕ اِنَّ الْحَسَنٰتِ يُذْهِبْنَ
السَّيِّاٰتِ ؕ ذٰلِكَ ذِكْرٰى لِلذّٰكِرِيْنَ ﴿۱۱۴﴾ ۚ وَاصْبِرْ فَاِنَّ اللّٰهَ لَا يُضِيْعُ

---

**તો હે મુહમ્મદ, તમે, અને તમારા એ સાથીદારો કે જે (કુફ્ર અને વિદ્રોહથી ઈમાન અને આજ્ઞાપાલન તરફ) પાછા આવી ગયાં છે, સાચી રીતે સીધા માર્ગ ઉપર મક્કમ રહો જેમ કે તમને હુકમ આપવામાં આવ્યો છે. અને બંદગીની હદને ઓળંગો નહીં. જે કંઈ તમે કરી રહ્યાં છો તેની ઉપર તમારો માલિક નજર રાખે છે. આ જુલમીઓ તરફ સહેજ પણ ઝુકતાં નહીં નહીં તો જહન્નમની લપેટમાં આવી જશો અને તમને કોઈ એવો હિમાયતી અને વાલી નહીં મળે જે અલ્લાહથી તમને બચાવી શકે અને ક્યાંયથી તમને મદદ પહોંચશે નહીં. અને જુઓ, નમાઝ કાયમ કરો દિવસના બન્ને છેડાં ઉપર અને થોડી રાત વીતે.[૧૧૩] હકીકતમાં નેકીઓ બૂરાઈઓને દૂર કરી દે છે, આ એક યાદ દેવડાવવું છે એ લોકો માટે જે અલ્લાહને યાદ રાખનારાં છે.[૧૧૪] અને ધીરજ રાખ, અલ્લાહ નેકી**

---

કુર્આનની બાબતમાં મતભેદ કરી રહ્યાં છે તેમનો ફેંસલો ટૂંક સમયમાં જ કરી દેવામાં આવે. અલ્લાહતઆલા પહેલાંથી જ આ નકકી કરી ચુકયો છે કે ફેંસલો નિર્ધારિત સમય પહેલાં કરવામાં નહીં આવે, અને આ કે દુનિયાના લોકો ફેંસલો માગવામાં જેવી ઉતાવળ કરે છે, અલ્લાહ ફેંસલો કરી દેવામાં એવી ઉતાવળ નહીં કરે.

(૧૧૩) દિવસના બન્ને છેડાં ઉપરનો અર્થ પરોઢ અને સંધ્યા છે, અને થોડીક રાત પસાર થવાનો અર્થ ઈશાનો સમય છે. આના ઉપરથી જણાયું કે આ આયત એ જમાનામાં ઊતરી છે જયારે નમાઝ માટે હજુ પાંચ સમય નકકી કરવામાં આવ્યા ન હતાં. મે'રાજની ઘટના આના પછી બની જેમાં પાંચ વખતની નમાઝ ફરજિયાત થઈ. (સમજૂતી માટે જુઓ, સૂરઃ બનીઈસ્રાઈલ, નોંધ ક્રમાંક ૯૫, સૂરઃ તાહા, નોંધ ક્રમાંક ૧૧૧, સૂરઃ રૂમ, નોંધ ક્રમાંક ૧૨૪).

(૧૧૪) એટલે કે દુનિયામાં જે બૂરાઈઓ ફેલાયેલી છે અને જે બૂરાઈઓ તમારી સાથે આ સત્ય સંદેશની દુશ્મનીમાં કરવામાં આવી રહી છે, એ તમામને દૂર કરવાની સાચી રીત આ છે કે તમે પોતે વધારેમાં વધારે સદાચારી બનો અને તમારા સદાચાર વડે આ દુરાચારને મ્હાત આપો, અને તમને સદાચારી બનાવવાનું ઉત્તમ સાધન આ નમાઝ છે જે ખુદાની યાદને તાજી કરતી રહેશે અને તેની તાકાત વડે તમે દુરાચારના આ વ્યવસ્થિત ઉપદ્રવનો માત્ર મુકાબલો જ નહીં કરી શકો બલકે તેને ખતમ કરીને દુનિયામાં ભલાઈ અને

اَجۡرَ الۡمُحۡسِنِيۡنَ ﴿۱۱۵﴾ فَلَوۡلَا كَانَ مِنَ الۡقُرُوۡنِ مِنۡ قَبۡلِكُمۡ اُولُوۡا
بَقِيَّةٍ يَّنۡهَوۡنَ عَنِ الۡفَسَادِ فِى الۡاَرۡضِ اِلَّا قَلِيۡلًا مِّمَّنۡ اَنۡجَيۡنَا
مِنۡهُمۡ‌ ۚ وَاتَّبَعَ الَّذِيۡنَ ظَلَمُوۡا مَاۤ اُتۡرِفُوۡا فِيۡهِ وَكَانُوۡا مُجۡرِمِيۡنَ‏ ﴿۱۱۶﴾
وَمَا كَانَ رَبُّكَ لِيُهۡلِكَ الۡقُرٰى بِظُلۡمٍ وَّاَهۡلُهَا مُصۡلِحُوۡنَ‏ ﴿۱۱۷﴾

**કરનારાઓનું વળતર ક્યારેય વ્યર્થ કરતો નથી.**

**પછી શા માટે એ કોમોમાં જે તમારી અગાઉ થઈ ગઈ છે આવા ભલા માણસો ન રહ્યાં જે લોકોને ધરતીમાં બગાડ પેદા કરવાથી અટકાવતાં ? આવા લોકો નીકળ્યાં તો પણ ઘણાં ઓછાં, જેમને અમે એ કોમોમાંથી બચાવી લીધાં, નહીં તો જુલમી લોકો તો એ જ મોજમજાની પાછળ પડેલા રહ્યાં જેમનાં સાધનો તેમને વિપુલ પ્રમાણમાં આપવામાં આવેલા હતાં અને તેઓ ગુનેગાર બનીને રહ્યાં. તારો માલિક આવો નથી કે વસ્તીઓને નાહક નષ્ટ કરી દે જો કે તેના રહેવાસીઓ સુધારણા કરનારાં હોય.**[૧૧૫]

સદાચારની વ્યવસ્થાને અમલી બનાવી શકશો. (સમજૂતી માટે જુઓ સૂરઃ અન્‌કબૂત, નોંધ ક્રમાંક ૭૭ થી ૭૯).

(૧૧૫) આ આયતોમાં ખૂબ જ બોધદાયક રીતે આ કોમોના વિનાશના મૂળ કારણ ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો છે જેમનો ઈતિહાસ અગાઉના છ રુકૂઓમાં વર્ણવવામાં આવ્યો છે. આ ઈતિહાસની સમીક્ષા કરતાં કહેવામાં આવે છે કે માત્ર આ જ કોમોને નહીં બલકે અગાઉના માનવ ઈતિહાસમાં જેટલી પણ કોમો નાશ પામી છે એ તમામને જે વસ્તુઓએ પાડી તે આ હતી કે જયારે અલ્લાહતઆલાએ તેમને તેની નિયામતો વડે નવાજ્યાં ત્યારે તેઓ સમૃદ્ધિના નશામાં મદમસ્ત બનીને ધરતીમાં બગાડ પેદા કરવા લાગી અને તેમનું સામાજિક માળખું એટલી હદે બગડી ગયું કે કાં તો તેમની અંદર એવા સદાચારી લોકો રહ્યાં જ નહીં જે તેમને દુરાચારોથી રોકતે, અથવા જો થોડાક લોકો આવા નીકળ્યાં પણ ત્યારે તે એટલા ઓછા પ્રમાણમાં હતાં, અને તેમનો અવાજ એટલો નબળો હતો કે તેમના રોકવાથી બગાડ રોકાઈ શકયો નહીં. આ જ વસ્તુ છે જેના કારણે છેવટે આ કોમો અલ્લાહતઆલાના પ્રકોપને પાત્ર બની, નહીં તો અલ્લાહને તેના બંદાઓ સાથે કોઈ દુશ્મનાવટ નથી કે તે તો સારા કામ કરી રહ્યાં હોય તો પણ અલ્લાહ તેમને અમસ્તાં જ મુસીબતમાં નાખી દે. આ આયત વડે અહીં ત્રણ વાતો સમજાવવાનો આશય છેઃ

એક આ કે દરેક સામાજિક વ્યવસ્થામાં એવા સદાચારી લોકોનું હોવું જરૂરી છે જે ભલાઈની તરફ બોલાવનારા હોય તેમજ બૂરાઈથી રોકનારા હોય કારણ કે ભલાઈ જ એક એવી વસ્તુ છે જે વાસ્તવમાં અલ્લાહને જોઈએ છે, અને લોકોની બૂરાઈને જો અલ્લાહ સહન કરે પણ છે તો એ ભલાઈની ખાતર કરે છે જે તેમની અંદર હોય, અને ત્યાં સુધી જ સહન કરે છે જયાં સુધી તેમની અંદર ભલાઈની થોડી પણ શકયતા બાકી હોય. પરંતુ જયારે કોઈ માનવ સમુદાયમાં એક પણ ભલો માણસ બાકી જ ન રહે અને તેની અંદર માત્ર બૂરા લોકો જ બાકી

وَلَوْ شَآءَ رَبُّكَ لَجَعَلَ النَّاسَ اُمَّةً وَّاحِدَةً وَّلَا يَزَالُوْنَ مُخْتَلِفِيْنَ ﴿١١٨﴾
اِلَّا مَنْ رَّحِمَ رَبُّكَ ؕ وَلِذٰلِكَ خَلَقَهُمْ ؕ وَتَمَّتْ كَلِمَةُ رَبِّكَ

**નિઃશંક તારો માલિક જો ઈચ્છતો હોત તો સર્વ મનુષ્યોને એક જ જૂથ બનાવી શકતો હતો, પરંતુ હવે તો તેઓ અલગ અલગ રીતો ઉપર જ ચાલતાં રહેશે અને ભટકી જવાથી માત્ર એ લોકો બચશે જેમની ઉપર તારા માલિકની કૃપા છે. આ જ (પસંદગીની સ્વતંત્રતા અને અખત્યાર) માટે તો તેણે તેમને પેદા કર્યા હતાં.[૧૧૬] અને તારા માલિકની એ વાત પૂરી થઈ ગઈ જે તેણે કહી**

રહયાં હોય, અથવા સારા માણસો હોય પણ તેમનું કોઈ સાંભળતું ન હોય અને સમગ્ર કોમ નૈતિક બગાડના માર્ગે આગળ વધતી રહે ત્યારે ખુદાનો પ્રકોપ તેમના માથે એવી રીતે ઘેરાવા માંડે છે કે જાણે પૂરા દિવસની સગર્ભા કે કંઈ કહી શકાય નહીં કે કયારે તેની પ્રસૂતિ થઈ જાય.

બીજું આ કે, જે કોમ તેની અંદર બધું જ ચલાવી લેતી હોય પરંતુ ફકત એ ગણ્યાગાંઠયા લોકોને સહન કરવા માટે તૈયાર ન હોય જે તેને બૂરાઈઓથી રોકતાં હોય અને ભલાઈઓ તરફ બોલાવતાં હોય ત્યારે સમજી લો કે તેના દિવસો ભરાઈ ગયાં છે કારણ કે હવે તે પોતે જ તેના જીવની દુશ્મન બની ગઈ છે. તેને હવે એવી બધી જ વસ્તુઓ પ્રિય છે જે તેની બરબાદીનું કારણ છે અને માત્ર એ જ એક વસ્તુ પસંદ નથી જે તેના જીવનની જામીન છે.

ત્રીજું આ કે, કોઈ પણ કોમ આફતમાં સપડાશે કે નહીં સપડાય તેનો છેવટનો ફેંસલો જે વસ્તુ ઉપર હોય છે તે આ છે કે તેમાં ભલાઈનો સાદ સાંભળીને હકારમાં જવાબ આપનાર કેટલા અંશો છે. જો તેની અંદર આવા લોકોની સંખ્યા એટલા પ્રમાણમાં નીકળી આવે જે બગાડને દૂર કરવા માટે તેમજ સદાચારી વ્યવસ્થાને સ્થાપવા માટે પૂરતી હોય ત્યારે તેની ઉપર સર્વવ્યાપી આફત મોકલવામાં આવતી નથી બલકે તેના સદાચારી તત્ત્વોને પરિસ્થિતિની સુધારણા કરવા માટે તક આપવામાં આવે છે. પરંતુ જો સતત પ્રયાસો છતાં પણ તેમાંથી એટલા માણસો ન નીકળે જે સુધારણાના કામ માટે પૂરતાં હોય અને તે કોમ તેના ખોળામાંથી થોડાક હીરા ફેંકી દીધા પછી તેના વર્તન વડે સાબિત કરી દે કે હવે તેની પાસે માત્ર કોલસા જ બાકી રહી ગયાં છે ત્યાર પછી બહુ વાર લાગતી નથી કે એ ભઠ્ઠી પેટાવી દેવામાં આવે છે જે એ કોલસાને બાળી મૂકે. (સમજૂતી માટે જુઓ, સૂરઃ ઝારિયાત, નોંધ ક્રમાંક ૩૪)

(૧૧૬) આ એ શંકાનો જવાબ છે જે સામાન્ય રીતે આવા પ્રસંગોએ તકદીરના નામે રજૂ કરવામાં આવે છે. ઉપર પુરોગામી કોમોના વિનાશનું જે કારણ રજૂ કરવામાં આવ્યું છે તેની સામે એવો વાંધો ઊઠાવી શકાયો હોત કે તેની અંદર સારા માણસોનું ન હોવું અથવા ખૂબ જૂજ સંખ્યામાં હોવું પણ આમ તો અલ્લાહની મરજી જ હતી, તો પછી તેનો આરોપ એ કોમો ઉપર શા માટે મૂકવો જોઈએ? શા માટે અલ્લાહે તેમની અંદર મોટા પ્રમાણમાં સારા માણસો પેદા ન કરી દીધાં? આના જવાબમાં આ હકીકત સ્પષ્ટપણે જણાવી દેવામાં આવી છે કે અલ્લાહની મરજી માનવી વિષે આ છે જ નહીં કે પશુઓ અને વનસ્પતિ તેમજ આવી જ મખ્લૂકોની જેમ તેને પણ પ્રાકૃતિક રીતે એક નક્કી કરેલા રસ્તાનો પાબંદ બનાવી દેવામાં આવે જેનાથી હટીને તે ચાલી જ ન શકે. જો તેની મરજી આ જ હોત તો પછી ઈમાનનો સંદેશ, નબીઓનું ઊઠવું અને ગ્રંથો ઊતારવાની જરૂર જ કયાં હતી. બધાં જ મનુષ્યો મુસલમાન જ પેદા થાત અને કુફ્ર અને ગુનાની મૂળમાંથી કોઈ શકયતા જ ન હોત. પરંતુ અલ્લાહે મનુષ્યની બાબતમાં જે મરજી

لَاَمۡلَـَٔنَّ جَهَنَّمَ مِنَ الۡجِنَّةِ وَالنَّاسِ اَجۡمَعِيۡنَ ﴿۱۱۹﴾ وَكُلًّا
نَّقُصُّ عَلَيۡكَ مِنۡ اَنۡۢبَآءِ الرُّسُلِ مَا نُثَبِّتُ بِهٖ فُؤَادَكَ‌ ۚ وَ
جَآءَكَ فِىۡ هٰذِهِ الۡحَـقُّ وَمَوۡعِظَةٌ وَّذِكۡرٰى لِلۡمُؤۡمِنِيۡنَ ﴿۱۲۰﴾ وَ
قُلْ لِّلَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ اعۡمَلُوۡا عَلٰى مَكَانَتِكُمۡ‌ؕ اِنَّا عٰمِلُوۡنَ ۙ‏ ﴿۱۲۱﴾

**હતી કે હું જહન્નમને જિન્નાતો અને મનુષ્યો, બધાંથી ભરી દઈશ.**

**અને હે મુહમ્મદ, આ પયગમ્બરોના કિસ્સા જે અમે તમને સંભળાવીએ છીએ, એ વસ્તુઓ છે જેનાં વડે અમે તમારા દિલને મજબૂત કરીએ છીએ. તેમની અંદર તમને હકીકતનું જ્ઞાન મળ્યું અને ઈમાન લાવનારાઓને શિખામણ અને જાગૃતિ પ્રાપ્ત થઈ. રહ્યાં એ લોકો કે જે ઈમાન લાવતાં નથી, તો તેમને કહી દો કે તમે તમારી રીતે કામ કરતાં રહો અને અમે અમારી રીતે કર્યે જઈએ છીએ,**

વ્યકત કરી છે તે હકીકતમાં આ છે કે તેને પસંદગી અને અધિકારની આઝાદી આપવામાં આવે, તેને પોતાની પસંદ પ્રમાણે અલગ અલગ રસ્તાઓ ઉપર ચાલવાની શકિત આપવામાં આવે, તેની સામે સ્વર્ગ અને નર્ક બન્નેના રસ્તા ખોલી દેવામાં આવે અને પછી દરેક મનુષ્ય અને માનવ સમુદાયને તક આપવામાં આવે કે તે આમાંથી જે રસ્તાને પણ તેના માટે પસંદ કરે તેની ઉપર ચાલી શકે કે જેથી દરેક જે કંઈ પણ મેળવે તેના પ્રયાસો અને કમાણીના પરિણામે મેળવે. તેથી જયારે આ યોજના કે જેની નીચે માનવીને પેદા કરવામાં આવ્યો છે, પસંદગીની સ્વતંત્રતા અને સ્વૈચ્છિક કુફ્ર અને ઈમાનના નિયમ ઉપર આધારિત છે ત્યારે આ કેવી રીતે થઈ શકે કે કોઈ કોમ પોતે તો બૂરાઈના રસ્તા ઉપર આગળ વધવા માગે અને અલ્લાહ બળજબરીથી તેને ભલાઈના રસ્તા તરફ વાળી દે. કોઈ કોમ પોતે પોતાની પસંદગી દ્વારા માનવ ઘડતરના એ કારખાનાં ઊભાં કરે જે એક એકથી ચઢિયાતા દુરાચારી, અત્યાચારી અને ગુનાખોર મનુષ્ય ઢાળી ઢાળીને બહાર કાઢે, અને અલ્લાહ તેના સીધા હસ્તક્ષેપ દ્વારા તેને એ જન્મજાત સદાચારી મનુષ્યો પૂરાં પાડી દે જે તેના બગડેલા માળખાંને સુધારી દે. આ પ્રકારનો હસ્તક્ષેપ ખુદાના કાનૂનમાં નથી. સદાચારી હોય કે દુરાચારી, બન્ને પ્રકારના માણસો દરેક કોમે પોતે જ પૂરા પાડવાના રહેશે. જે કોમ સામૂહિક રીતે દુરાચારનો માર્ગ પસંદ કરશે, જેમાંથી કોઈ ગણનાપાત્ર જૂથ ઊભું નહીં થાય જે સદાચારનો ધ્વજ બુલંદ કરે, અને જેણે તેની સામાજિક વ્યવસ્થામાં આ વાતની ગુંજાશ જ ન રહેવા દીધી હોય કે સુધારણાના પ્રયાસો તેની અંદર વિકસી શકે ત્યારે ખુદાને શું પડી છે કે બળજબરીપૂર્વક તેમને સદાચારી બનાવે. તે તો તેને એ જ અંજામની તરફ ધકેલી દેશે જે તેણે પોતે તેના માટે પસંદ કર્યો છે. અલબત્ત, ખુદાની કૃપાની હક્કદાર જો કોઈ કોમ હોઈ શકે તો તે માત્ર એ જ છે જેમાં એવા ઘણાં માણસો નીકળી આવે જે પોતે ભલાઈના સંદેશનો સ્વીકાર કરનારાં હોય અને જેણે તેની સામાજિક વ્યવસ્થામાં એ લાયકાત બાકી રહેવા દીધી હોય કે સુધારણાનો પ્રયાસ કરનારા લોકો તેની અંદર કામ કરી શકે. (વધુ સમજૂતી માટે જુઓ, સૂરઃ અન્આમ, નોંધ ક્રમાંક ૨૪)

وَانْتَظِرُوْا ۚ اِنَّا مُنْتَظِرُوْنَ ﴿۱۲۲﴾ وَلِلّٰهِ غَيْبُ السَّمٰوٰتِ وَالْاَرْضِ
وَاِلَيْهِ يُرْجَعُ الْاَمْرُ كُلُّهٗ فَاعْبُدْهُ وَتَوَكَّلْ عَلَيْهِ ؕ وَمَا
رَبُّكَ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿۱۲۳﴾ ع

રુકૂઅ ૧૦

**પરિણામની તમે પણ રાહ જુઓ અને અમે પણ રાહ જોઈ રહ્યાં છીએ. આકાશો અને ધરતીમાં જે કંઈ છૂપાયેલું છે બધું અલ્લાહના અધિકારમાં છે અને સમગ્ર મામલો તેની જ સમક્ષ રજૂ કરવામાં આવે છે. તો હે નબી, તું તેની બંદગી કર અને તેની જ ઉપર ભરોસો રાખ, જે કંઈ તમે લોકો કરી રહ્યાં છો તારો માલિક તેનાથી બેખબર નથી.[૧૧૭] (રુકૂઅ ૧૦)**

(૧૧૭) એટલે કે કુફ્ર અને ઈસ્લામના સંઘર્ષના આ બન્ને પક્ષકારો જે કંઈ કરી રહ્યાં છે તે અલ્લાહની નજરમાં છે. અલ્લાહનું સામ્રાજ્ય અંધેર નગરી અને ગંડુ રાજા જેવું નથી કે તેમાં કોઈ ગમે તે કરતો રહે તો પણ બેખબર રાજાને તેની કંઈ પડી ન હોય. અહીં ડહાપણ અને સહનશીલતાને કારણે વાર તો લાગે જ છે પરંતુ અંધેર નથી. જે લોકો સુધારણાનો પ્રયાસ કરી રહ્યાં છે તેઓ વિશ્વાસ રાખે કે તેમના પ્રયત્નો નિષ્ફળ નહીં જાય અને એ લોકો પણ કે જે બગાડ ફેલાવવામાં અને તેને ઉત્પન્ન કરવામાં લાગેલાં છે, જે સુધારણાના પ્રયાસ કરનારા લોકો ઉપર જુલમ કરી રહ્યાં છે, અને જેમણે તેમની તમામ શક્તિ એ પ્રયાસ પાછળ લગાવી દીધી છે કે સુધારણાનું આ કામ કોઈ પણ રીતે ચાલી ન શકે, તેમને પણ ચેતવી દેવાં જોઈએ કે તેમનાં આ તમામ કરતૂકો અલ્લાહની જાણમાં છે અને તેમની સજા તેમણે જરૂર ભોગવવી પડશે.



